# અનુક્રમણિ





## પરિશિષ્ટ

સરસ્વતીના દરબારમાં

# મહેતા વિરૂદ્ધ મુનશી

ન્યાયમૂર્તિ: સાક્ષરી ગુજરાતી જનતા

પ્રતિવાદી લેખક: શ્રી. બધેકા જગજીવન નરભેરામ
(હાલ મુકામ: પાટણ, તા૦ ૨૮-૫-૩૩)

૧ વાદી: મુનશી: એટલે ગુજરાતના કાલેજીઅન યુવકો તેમ જ યુવતીઓમાં જાણીતા અને મુંબઇની હાઇકાર્ટના એક એડવોકેટ, કનૈયાલાલ.

૨ પ્રતિવાદી: મહેતા: એટલે સંસ્કૃતા ગુર્જરી ભાષાના પિતા, અવ્યક્ત સાક્ષાત્કારવાન્ ભક્તશિરોમણિ, નાગર કવિ નરસિંહ.

૩ મુદ્દો મહેતાનો કવનકાળ નિર્ણય કરવાનો.

(પ્રથમ મુદ્રણ "ગુજરાતી" પત્રમાં)

(લેખાંકઃ ૧ લો. "ગુજરાતી" તા૦ ૪-૬-૩૩)

## શ્રી૦ મુનશીની માનસિક વિચારસૃષ્ટિ

આ વાતને સર્વ કોઈ જાણે છે કે રા. રા. કનૈયાલાલ મા. મુનશીજીનો પ્રયાસ સત્ય વસ્તુને અસત્ય ઠરાવી પોતાનો કક્કો ખરો મનાવવા માટેજ હોય છે. તેમાં પણ ઐતિહાસિક કાળ અને પાત્રોને પ્રમાણ રહિત અસત્ય રીતે ખોટા સ્વરૂપમાં બતાવનારા ગ્રંથ અને નાટક; જે તેમણે રચેલાં છે, તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, પતિવ્રતા ગણાતી ગુજરાતની પ્રાચીન રાજમાતા મીનલદેવી, તેમજ વૈદિકકાળની પવિત્ર સુકન્યાને માનસિક વ્યભિચારિણી ચીતરવામાં તેમની કલમે અજ્ઞાત યુવકો અને યુવતીઓનાં અંતઃકરણમાં કંઇ જુદી જ છાપ પાડી છે. શું આ વાત ઇતિહાસને જાણનારાઓ સત્ય માને છે ખરા કે? અને તેના સમર્થનમાં તેઓ કોઇ એક પ્રમાણ આપશે ખરા કે? જેવા રંગનાં ચશ્માં ચઢાવ્યાં હોય તેવું જગત ભાસે છે, અથવા 'પિંડે તેવું બ્રહ્માંડે' અગર आत्मवत्सर्वभूतेषु એ ન્યાય હોય તો નવાઈ નથી.

ગુજરાતનો નાથ અને પુરંદરપરાજય રચ્યા પછી તેમણે નરસિંહ મહેતાની બાબતમાં સાત વર્ષના લાંબા ગાળા પછી પાછા લેખ શરૂ કર્યા છે, અને ચાલુ મે માસ (૧૯૩૩)ના "કૌમુદિ" માસિકમાં પ્રસિદ્ધ થયેલા લેખમાં મેં શોધેલ મહેતાજીને લગતા કંઠસ્થ સાહિત્ય ઉપર પણ આક્ષેપ કર્યા છે, તેથી તેના જવાબ રૂપે આ લેખ રજુ કરૂં છું.

### પ્રામાણિક પેઢીનામા વિષે પણ શંકા

તેઓ સ્પષ્ટ જણાવે છે કે વિક્રમદાસના કાવ્યમાં બતાવેલ પર્વત મેહેતાની વંશાવળી ખોટી છે, કોઇની પાંચ પેઢી પણ સિદ્ધ કરી શકાતી નથી, સૂર્ય ચંદ્ર વંશના રાજાઓની જેમ પ્રસિદ્ધ માણસોના પુત્ર થવાની ઘણાને ઉમેદ હોય છે, વગેરે તેમનાં ખોટાં વિધાનવાળાં વાક્યો કઇ જાતનું ડહાપણ બતાવે છે? આ વાક્યોમાં મિથ્યાવાદ વિના લેશ માત્ર અન્ય તાત્પર્ય દેખાતું નથી. રા. મુનશીના મત પ્રમાણે જો કહીએ તો હરેક માણસને પોતાનો પિતા અમુક છે, તેમાં પ્રમાણ શું? પાંચ પેઢીની પછી વાત. પણ જ્યાં પ્રથમ પુરૂષનું જ્ઞાન થવાના વાંધા ઉભા થશે ત્યાં શું કરવું? શું જગતમાં બધા ખોટા છે? તેમજ એક શ્રીયુત મુનશીજી પોતે શું સત્યવાદી હરિશ્ચંદ્રનો અવતાર હોવાનો દાવો રાખે છે? જેમ પતિવ્રતાઓને અપવિત્ર હૃદયની ચીતરવામાં તેમણે એક પણ પ્રમાણ આપ્યું નથી, અને ન હોય ત્યાં આપે પણ ક્યાંથી? સુકન્યાના વૈદિક ઇતિહાસમાં એક પણ પ્રમાણ નથી કે જે મુનશીજીના મતને ટેકો આપે.

### વિચારવાજોગ બે પ્રશ્નો

હવે મહેતાજીની બાબતમાં તેઓ કંઠસ્થ સાહિત્યને અપ્રમાણ માને છે અને હસ્તલિખિત પ્રતો જેટલી મળી છે, તેમાં કોઇ સં. ૧૭૩૪ પહેલાં લખાયેલ તેમને હાથ લાગી નથી, તેથી મહેતાજીના કવનકાળથી પ્રતો લખાઇ ત્યાં સુધીના કાળમાં તે બધું

સાહિત્ય કંઠસ્થ હતું, એમ તો જણાય છે; પરંતુ તેમનાં એ સંબંધી નિર્માલ્ય અને બાલીશ પ્રમાણોને તોડવાની મિથ્યા મહેનત કરવા કરતાં તેમના લેખમાંની ઘણી બાબતો પૈકી આ લેખમાં માત્ર બે બાબતો ઉપર જ હું લખું છું.

૧. ચૈતન્યપ્રભુ અને શ્રીવલ્લભાચાર્યજી પહેલાં રાધાકૃષ્ણની ભક્તિ હતી કે કેમ?

૨. હસ્તલિખિત પ્રતોનો વિશેષ સબળ પુરાવો છે કે નહીં?

## (૧) શ્રીરામાનુજસ્વામી પહેલાં રાધાભક્તિ

શ્રીરામાનુજ સંપ્રદાયનો "શ્રીમત્ ગુરુપરંપરાપ્રભાવ" નામનો ગ્રંથ અમદાવાદના સત્યવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં છપાયેલ છે. તેમાં શ્રીરામાનુજસ્વામી પહેલાં "ગોદામા" નામનાં એક લક્ષ્મીનો અવતાર રૂપે થયાં તે શ્રીરંગજી સાથે લગ્ન કરવા ઉત્સુક હોવાથી પોતાના પિતાને કહે છે કે-

जीतनिद्रा जिताहारा राधिकेव समास्थिता ।
रंगेशविरहेणैव संतप्ताहमहर्निशम् ॥

ભાવાર્થઃ-રાધિકાની માફક નિદ્રા જિતનાર, આહાર જિતનાર, એવી હું શ્રીરંગેશના વિરહથી અહર્નિશ સંતપ્ત છું.

આ ઉપરથી શ્રીરામાનુજ સ્વામી પહેલાં પણ રાધાકૃષ્ણની ભક્તિ પ્રચલિત હતી એમ જણાય છે. ઉપરાંત જુઓ તેજ ગ્રંથનું પૃ. ૬૨. આ ઉપરથી એમ માનવાનું નથી કે નરસિંહ મહેતે સખીરૂપ માનવાની ભક્તિ એના ઉપરથી સ્વીકારી.

## (૨) હસ્તલિખિત પ્રતોના પુરાવા

### (અ) સં. ૧૫૪૯ ના "ભક્તિદર્પણ"માં મહેતાજી વિષે ઉલ્લેખ

ગોવિંદસ્વામી કરીને એક ભક્ત આર્યાવર્ત્તની અનેક યાત્રાઓ કરી છેવટ કાઠિયાવાડમાં દ્વારકાં અને જુનાગઢમાં ચૈતન્યપ્રભુ પહેલાં સંવત ૧૫૪૭ માં આવેલા હતા. તેમણે પોતાની યાત્રામાં જે જે સ્થળોમાં જે જે ભક્તોની ખ્યાતિ સાંભળેલી તે ઉપરથી "ભક્તિદર્પણ" નામનો ગ્રંથ સંસ્કૃત ભાષામાં વ્યાખ્યા સાથે લખી, ઘોઘા મુકામે સં. ૧૫૪૯ માં પૂર્ણ કર્યો. આ ગ્રંથ કલકત્તા કાવ્યપ્રકાશ યંત્રાલયમાં તર્કાલંકાર શ્રી. જગન્મોહને શકે ૧૭૮૬ માં છપાવેલ છે; તેની પ્રસ્તાવનામાં લખાયાનું સ્થાન અને પૂર્ણ ગ્રંથ થયાનો સંવત આપેલ છે. તે ગ્રંથમાં ગોવિંદ સ્વામી જણાવે છે કે-

सौराष्ट्रे जीर्णदुर्गे च भक्तं नृसिंहनागरम् ।
दृष्ट्वा दुःखमयं हारोऽददद्दामोदरः स्वयम् ॥

ભાવાર્થઃ-સોરઠમાં જીર્ણદુર્ગમાં ભક્ત નરસિંહ નાગર થઇ ગયો, તેનું દુઃખ જોઇને શ્રીદામોદરે પોતે હાર આપ્યો.

व्याख्याः-सौराष्ट्रे जीर्णदुर्गे महाराजमंडलिकस्य सभायां भक्तशिरोमणिनृसिंहेण यद्यपि भावस्याभावत्वेनाभावस्य भावत्वेन, नित्यस्यानित्यत्वेनानित्यस्य नित्यत्वेन, गुणस्य गुणित्वेन गुणिनो गुणत्वेन, द्रव्यस्याद्रव्यत्वेनाऽद्रव्यस्य द्रव्यत्वेन, अन्यस्यानन्यत्वेनानन्यस्यान्यत्वेन, परिणामिनोऽपरिणामित्वेनापरिणामिनः परिणामित्वेन, अणोर्महत्वेन महतोऽ-

णुत्वेन च ॥ तत्तद्वादिभिः प्रतिपादयितुं न वस्तुषु विवादः कृतः तथापि केदारालापेन भक्ता धीनदामोदरदेवेन हारः प्रदत्तः ॥ જુઓ "ભક્તિદર્પણ" પૃ. ૧૮૬

ભાવાર્થ:-સોરઠમાં જીર્ણદુર્ગમાં મહારાજ મંડલિકની સભામાં ભક્તશિરોમણિ નરસિંહે, જો કે ભાવના અભાવ વડે અને અભાવના ભાવ વડે, નિત્યના અનિત્યત્વથી અને અનિત્યના નિત્યત્વથી, ગુણના ગુણિપણાથી અને અગુણીના ગુણથી, દ્રવ્યના અદ્રવ્યપણાથી અને અદ્રવ્યના દ્રવ્યપણાથી, અન્યના અનન્યપણાથી અને અનન્યના અન્યપણાથી, પરિણામિના અપરિણામિપણાથી અને અપરિણામિના પરિણામિપણાથી, અણુના મહત્પણાથી અને મહતના અણુપણાથી, એ પ્રમાણે વાદિઓ પ્રતિપાદન કરી શકતા નહોતા, પણ વસ્તુના સ્વરૂપ સંબંધમાં વિવાદ કર્યા કરતા હતા. તો પણ કેદારા રાગના આલાપથી ભક્તાધીન શ્રીદામોદરદેવે હાર આપ્યો હતો.

## સં. ૧૫૪૯ પહેલાં સિદ્ધ થતો મહેતાજીનો પ્રસંગ

મહેતા નરસિંહના હારપ્રાપ્તિના મહાન્ ઐતિહાસિક પ્રસંગને શ્રીયુત મુનશીજી તદ્દન ઉડાવી દેવા માગે છે, કારણ કે એ પ્રસંગ સ્વીકારવાથી મંડલિક રાજાનો ચોક્કસ ઐતિહાસિક સમય તેમને નડે છે; મહેતાનો કાળ એથી નિશ્ચિત થાય એમ છે, અને તેમને તો મહેતાનો સમય મનસ્વી રીતે ફેરવવો છે, તેથી તેઓ હાર પ્રસંગને ખોટો કહી ઉડાડવા બાથોડીયાં મારે છે. પરંતુ તેમના કુતર્કરૂપ વાદળીની છાયામાં ભક્તરાજ મહેતાનો યશરૂપી સૂર્ય છુપાવ્યો છુપાવાનો નથી. આજકાલના કેટલાક કહેવાતા સાક્ષરો સત્ય વસ્તુને અસત્ય સ્વરૂપમાં દેખાડવાની ભ્રમણામાં પોતાની મહત્તા સમજનારા હોય છે, તેનું દૃષ્ટાંત મુનશીજી પૂરું પાડે છે. પણ "ભક્તિદર્પણ" ગ્રંથ વિ. સં. ૧૫૪૯ માં લખાયલો હોવાથી તે પહેલાં તો મહેતાનો કવનકાળ ઐતિહાસિક રીતે સિદ્ધ થઇ જાય છે. ગુજરાતી ભાષાનો આદિકવિ એક નાગર કેમ હોઇ શકે, આવું રા. મુનશીને ભૂત ભરાયલું લાગેલું છે, એટલે એ ભૂતબાધામાં તેમના જેવા એડવોકેટ-વકીલની ન્યાયદૃષ્ટિ, પ્રમાણ તોળવાની દૃષ્ટિ કલુષિત થયલી છે.

## શ્રી ગોવિંદ સ્વામી કોણ હતા? "ભક્તિદર્પણ" ક્યાં લખાયો?

ઉપર જણાવેલો "ભક્તિદર્પણ" ગ્રંથ રચનાર "ગોવિંદ સ્વામી" મહાત્મા સ્કંદનાથના શિષ્ય અને પંઢરપુરના રહેવાશી હતા, એમ તે ગ્રંથની પ્રસ્તાવનામાં તેના સંપાદકે જણાવેલ છે. તેમજ તે મૂળ પ્રત ઉપરથી છપાવેલ છે, એમ પણ તેમાં લખેલ છે. આ ગ્રંથની ઇતિશ્રીમાં ગ્રંથકાર લખે છે કે,

स्कंदनाथस्य शिष्योऽहं गोविंदेत्यभिधानकम् ।
मोदाय सर्वभक्तानां विष्णुभक्तिपरायणा ॥
रत्नरत्नशकाब्दे वै माघशुक्लाष्टमीतिथौ ।
भक्तिदर्पणग्रंथोऽयं घोघापुरे मया कृतः ॥

ભાવાર્થ: સ્કંદનાથનો શિષ્ય હું છું. મારું નામ ગોવિંદ એવું છે. વિષ્ણુભક્તિપરાયણ સર્વ ભક્તોના આમોદને માટે શાકે ૧૪૧૪ ના માઘ શુદિ આઠમે, આ ભક્તિદર્પણ નામનો ગ્રન્થ ઘોઘાપુરમાં મેં રચ્યો છે.

આ ઉપરથી જણાય છે કે શકે ૧૪૧૪ (સંવત ૧૫૪૯)ના માઘ શુદિ આઠમને રોજ ઘોઘાપુરમાં તે ગ્રંથ પૂર્ણ કર્યો. આ બાબત સ્પષ્ટરીતે પ્રસ્તાવનામાં પણ જણાવેલ છે. છપાવનાર તથા સંશોધન કરનાર મૂળ પ્રત ઉપરથી તર્કાલંકાર જગન્મોહન. છપાયો શકે ૧૭૮૬ કર્ણજ્યોયા સ્ટ્રીટ નં. ૧૬૮ કાવ્યપ્રકાશ યંત્રાલય કલકત્તા.

**નિર્ણય–મુનશીજીએ બાંધેલ કોયડો આ એક જ પ્રમાણથી ઉડી જાય છે.**

---

(લેખાંકઃ ૨ જો. "ગુજરાતી" તા૦ ૧૧–૬–૩૩)

## સમકાલીન કવિતામાં ઉલ્લેખના અભાવની બાલીશ દલીલ

**રા. રા. મુનશીજી** એક એવી વિચિત્ર અને અઘટિત દલીલ લાવે છે કે, રાહ મંડલિકના સમયમાં મહેતાજીનો કવનકાળ હોય તો તે જ સમયમાં, હરિલીલાષોડશકલાનો રચનાર, પ્રભાસપાટણનો ભીમકવિ થયેલ છે, તે પણ વૈષ્ણવ હતો. તેણે પોતાની કવિતાઓમાં કે ગ્રંથમાં મહેતાજીના સંબંધે કંઇ પણ ઇસારો શા માટે કર્યો નથી?

આ દલીલ ભલાભલાને ભોળવે તેવી દેખીતી રીતે જણાય છે અને જ્ઞાતાઓનાં મન પણ શંકાશીલ કરનારી છે. પરંતુ ખરી રીતે જોતાં તે અવાસ્તવિક, ભ્રમોત્પાદક છે; બાળકના મુખે પણ ન શોભે તેવી છે. પહેલાં તો એ કહેવું જોઇશે કે ભીમ કવિએ કાંઇ પોતાના કે પોતાની અગાઉ થઇ ગયેલા સાધુસંતોનાં કે ભક્તજનોનાં ચરિત્રો ગાવા હરિલીલા લખી નથી. તેમ એ કાંઇ ભજનકીર્તનનો સંગ્રહ ગ્રંથ પણ નથી. પરંતુ એ ગ્રંથ તો ભાગવતનો સારોદ્ધાર છે. એટલે તેમાં નરસિંહ મહેતા સંબંધી ઉલ્લેખને કશોયે અવકાશ નથીજ. બીજું, એ કહેવાનું કે રા. મુનશીની આ દલીલ સાહિત્યક્ષેત્રની પ્રચલિત રૂઢિનું અજ્ઞાન દર્શાવે છે. વર્ત્તમાન કવિઓની કવિતા અને સાક્ષરોના ગ્રંથોમાં પોતાના સમકાલીન કવિ કે સાક્ષર સંબંધે લેશ માત્ર ઇસારો નથી કરેલો એમ પ્રત્યક્ષ જણાય છે, તેથી શું તેમના સમકાલીન બીજા નથી, એ દલીલમાં વજુદ મનાય ખરું?

### (બ) કમળની સુગંધની પરખ પાસેના મંડુકને નહીં, પણ ભ્રમરને હોય

બાકી રૂઢ નિયમ એવો છે કે નિર્મળ જળથી ભરેલ સરોવરમાં ખીલેલાં કમળનો સુગંધ લેવાને પાસે રહેનાર મંડુક આવતો નથી, પણ તે સુગંધના જ્ઞાતા અને ભોગી ભ્રમરો દૂર પ્રદેશથી આવે છે; તેવી જ રીતે મહેતાજીની ભક્તિરૂપ કમલનો પરિમલ અખિલ ભારતમાં પ્રસરી ગયો હતો અને તે સમયમાં ઘણે દૂરથી વિદ્વાનો, સંતો, ભક્તો, કવિઓ, વગેરે અનેક જ્ઞાની મહાપુરૂષો તેમનાં દર્શને આવતા, તેમના અતિથિ થતા, વાણી સાંભળતા અને ભક્તિરસનો સ્વાદ લઇ પોતાના વતનમાં પાછા ફરતા; તેઓ પૈકી કેટલાક તો ગ્રંથકારો પણ હતા એમ જણાય છે.

### સં. ૧૫૩૪ માં "ધર્મધ્વનિ"માં ધર્મદાસની મહેતાજીને અંજલિ

જેમકે બાંધવગઢના એક વણિક વિદ્વાન ધર્મદાસ કરીને હતા, તેમણે રચેલો હિંદિ ભાષાનો પદ્યાત્મક ગ્રંથ "ધર્મધ્વનિ" નામનો છે. આ ગ્રંથ રચાયા સંવત ૧૫૩૪ છે. તેનું સંશોધન કરનાર પંડિત શ્રી. વિશ્વેશ્વરપ્રસાદ ફૈજાબાદવાળા છે અને શેઠ બુઢામલસુત સારમલ્લે સંવત ૧૯૩૨ માં આગ્રામાં છપાવેલ છે. તે ગ્રંથના આરંભમાં શ્રી

ધર્મદાસે ઈશ્વરસ્તુતિ કર્યા પછી ગુરૂસ્તુતિ ઉપરથી મહેતાજીને સખી રૂપમાં ભક્તિ કરનાર જાણી ગુરૂ માનેલા જણાય છેઃ

દુહો

કૃષ્ણ કલા સબ સમજ ગયે, સખી રૂપમેં ભક્ત;
નાગર નરહરિ પ્રભુ પદે, પૂર્ણ ભયે આસક્ત.
વોહી ગુરૂ મમ હરન દુઃખ, પુણ્યપુંજ સુખધામ;
પાપનિવારણ પરમ ગતિ, બાર બાર હિ પ્રણામ.

## શ્રી. ધર્મદાસનો મહેતાજીને સમાગમ

આ ધર્મધ્વનિ ગ્રંથ રચનાર મહાત્મા ધર્મદાસજી સોરઠમાં આવી દ્વારકામાં મહેતાજીને મળેલા અને ત્યાંથી માંગરોળ આવી તેમના અતિથિ થયાનું પણ તેઓ તે ગ્રંથમાં જણાવે છે.

આથી તો સ્પષ્ટ થાય છે કે રા. રા. મુનશીજીએ બાંધેલા કોચડામાં દલીલો રૂપી ઘુમડાની દીવાલ મહેતાજીના કીર્તિરૂપ કિલ્લામાંથી છુટતા ભક્તોની વાણી રૂપ તોપનાં એકજ ગોળાથી દલીલ રૂપ દીવાલ અને કોચડો બંને ઉડી જાય છે.

સાચા અને લોકપ્રેમી કવિઓની વાણી અન્યાશ્રયથી સિદ્ધ કરવાની હોય જ નહીં; જેમકે દીપકને દર્શાવવા અન્ય સાધનની જરૂર નથી. જુવો ભાવનગરના સ્વર્ગસ્થ કવિ ભવાનીશંકર નરોત્તમ જેમણે કેટલાંક આખ્યાનો અને વેદાન્તવિષયની હજારો કવિતાઓ રચેલી છે; ઉત્તરસંડાના સ્વર્ગસ્થ કવિ શિવલાલ ધનેશ્વરે તુલસીદાસ રામાયણનો છંદો બદ્ધ તરજુમો ગુજરાતી ભાષામાં કરેલ છે; વિદ્યમાન રાજકવિ પીંગળશી પાતાભાઇએ પીંગળ કાવ્યના ત્રણ ભાગો રચેલા છે તથા અન્ય ગ્રન્થો પણ કરેલા છે, તેમજ સ્વર્ગસ્થ વેદમૂર્તિ કેશવરામભાઇની રચેલ કેશવકૃતિ છે, વાંકાનેરના સ્વર્ગસ્થ કવિ નથુરામ સુંદરજીએ પણ શૃંગારસરોજ જેવા ગ્રન્થો બનાવેલ છે. આ ગ્રન્થો લોકપ્રિય, તેમજ સાહિત્યના શણગાર જેવા હોવા છતાં ગુ. વ. સો. તરફથી નીકળતા ગ્રન્થકારોમાં તેમનું નામ પણ નહોય, તેજ કારણથી તેમની કિમ્મત ઓછી આંકનાર માણસ તો ખરેખર બુદ્ધિના બારદાનજ ગણાય. તેથી સિદ્ધ થાય છે કે લોકપ્રેમી કવિતાઓને અન્યાશ્રયનો અવકાશ નથી.

## (૬) ભારતની જૂદી જૂદી ભાષાના ગ્રંથોના અવલોકનની અગત્ય

વળી મહેતાજી જેવા વ્યાપક કીર્તિવાળા ભક્તનું સૂક્ષ્માવલોકન કરવા માટે ભારતની જુદી જુદી ભાષાના ગ્રન્થોનું અવલોકન કરવાની અતિશય જરૂર છે. પણ તે નહીં કરતાં માત્ર એક ગુજરાતના ખુણામાં અને તે પણ ગણીગાંઠી મળી આવેલી હસ્તલિખિત પ્રતો ઉપરથી પોતાને અનુકૂળ, યોજનાયુક્ત, ઉતાવળો ન્યાય આપવાનું સાહસ કરવું તે મુનશીજી જેવા વિદ્વાનવકીલને શોભાસ્પદ તો નજ ગણાય. કારણ કે મહેતાજીએ કેટલાક શબ્દોની વ્યાખ્યા એવી બાંધેલી છે કે જેમાં ભલા ભલા વિદ્વાનો, ભક્તો અને મહાત્માઓ પણ મોહ પામેલા છે. જેમકે વૈષ્ણવ શબ્દની વ્યાખ્યામાં મહેતાજી કહે છે કે "વૈષ્ણવજન તો તેને કહીએ જે પીડ પરાઇ જાણે રે." આ વ્યાખ્યા તો જગદ્વંદ્ય મહાત્મા ગાંધીજીએ પણ સ્વીકારીને પોતાના અમૂલ્ય સૂત્ર તરીકે કબૂલ કરી છે. આથી વિશેષ સબળ પુરાવો

બીજો કયો હોઇ શકે ? આ પ્રમાણે મહેતાજીએ બાંધેલી ઘણા શબ્દોની વ્યાખ્યા સંવતના સોળમા સૈકામાં પ્રસાર પામેલી જણાય છે.

## સં. ૧૫૩૦ માં "ગુરૂ મહિમા"માં મહેતાજીને માનાંજલિ

હરિસ્વરૂપાનંદ નામના પરમહંસ સ્વામીએ સંવત ૧૫૩૦ માં "ગુરૂમહિમા" નામનો ગ્રંથ સંસ્કૃત ભાષામાં ૮૦૦ શ્લોકોનો રચેલો છે. તે ગ્રંથનું સંશોધન કરનાર મહામહોપાધ્યાય રામમિશ્ર પંડિત બનારસનિવાસી છે અને તે સંવત ૧૯૩૯ માં તર્ક-વાચસ્પતિ નિરંજનનાથે પટણામાં છપાવેલ છે. એ ગ્રંથમાં આચાર્ય અને ગુરૂ આ બે શબ્દોની વ્યાખ્યા મહેતાજીએ કરેલી છે, તે બતાવી છે. જુવો તે ગ્રંથના અધ્યાય ૪. શ્લોક ૧૯-૨૦-૨૧.

आचिनोति हि शास्त्रार्थानाचारे स्थापयत्यपि ।
स्वयमाचरते यस्मादाचार्यः परिकीर्तितः ॥
गुकारस्त्वन्धकारस्स्यात् रुकारस्तन्निरोधकः ।
अन्धकारनिरोधित्वात् गुरुरित्यभिधीयते ॥
एवमुक्तो नृसिंहो वै कृष्णभक्तः प्रतापवान् ।
गुर्जराणामलंकारो नागरकुलदीपकः ॥

ભાવાર્થ: શાસ્ત્રોનું જે આલોચન કરે છે, અને વર્તનમાં સ્થાપન કરાવે, પોતે તે પ્રમાણે આચરે છે, તે માટે તેવાને આચાર્ય કહે છે. "ગુ" કાર એટલે અંધકાર, અને "રૂ" કાર એટલે તેનો નિરોધ કરનાર; અંધકારનો નિરોધ કરનારો હોવાથી "ગુરૂ" તેને કહે છે. આ પ્રમાણે કૃષ્ણભક્ત, પ્રતાપવાન, ગુજરાતીઓના અલંકાર રૂપ, નાગર કુલના દીપક નરસિંહે કહેલું છે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે ભલાભલા વિદ્વાનો પણ મહેતાજીએ કરેલ અર્થ સ્વીકારી પોતાના ગ્રંથમાં તેને અમર પદ આપેલ છે. આવા પ્રભુમય થયેલ ભક્તશિરોમણિની હકીકત કર્ણોપકર્ણ, અને કંઠસ્થ ૨૦૦ વર્ષ રહ્યા પછી મહાકવિ પ્રેમાનંદે તેમનું આબાદ વર્ણન કરેલ છે. પ્રેમાનંદે અને વિશ્વનાથ જાનીએ જો પોતાના ગ્રંથોમાં ભાલણ અને ભીમ કવિઓનો ઇસારો ન કર્યો હોય તો તે કારણથી તેઓ સોળમા સૈકામાં નહોતા થયા એમ ન કહેવાય.

## વિચિત્ર માનસિક વલણ

શ્રીયુત મુનશીજીએ ઐતિહાસિક પતિવ્રતાઓ જે સુકન્યા અને મીનલદેવી જેવી રાજમાતાનું વર્ણન કરવામાં જેવું આર્ય ઇતિહાસનું ખુન કરેલ છે, તેવું વર્ણન જો મુસલમાન ઐતિહાસિક પાત્રોનું કર્યું હોત તો સ્વામી શ્રદ્ધાનંદ અને રંગીલા રસુલના લેખક જેવી સદ્‌ગતિ ક્યારની થઈ હોત. પણ આ તો 'ગરીબકી જોરૂ સબકી ભાભી' એટલે પોતાના પ્રેમઘેલાને સમજાવવાને પ્રયોગ થયો છે, અને येन केन प्रकारेण प्रसिद्धः पुरुषो भवेत् એ ન્યાયે લખી મારેલા આવા લેખો તેમનાં પ્રેમલાંઓને પણ વાંચવા ગમે છે. એમ શ્રીયુત મુનશીજી સમજીને જ લખે છે, કારણ કે यादशी शीतलादेवी तादृशः खरवाहनः ના નાટકમાં મૂર્ખાઓને હસાવ્યા પછી જ નાટકનો આરંભ થાય છે. તેટલા માટે જ વિદૂષકનું પાત્ર હોય છે, છતાં વિદ્વાનો સૂત્રધારની વાણીની પરીક્ષા કરનાર હોય છે.

---

(લેખાંક ૩ જો: "ગુજરાતી" તા૦ ૧૮–૬–૩૬)

## મુનશીજીના દુર્બોધની દુરાગ્રહ

શ્રીયુત મુનશીજી કંઠસ્થ સાહિત્ય ઉપર આક્ષેપ કરતાં લખે છે કે કયાં મહા કવિ પ્રેમાનન્દે વર્ણન કરેલ મહેતા ? અને કયાં ગરાશીઆને શિષ્ય કરનાર અને તેમના અર્ઘ્ય લેનાર મીઠા કવિના વર્ણવેલ મહેતા ?

આ વચનોના સંબંધમાં એટલુંજ જણાવવાનું કે મહેતાજીની હકીકતો કંઠસ્થ અને કર્ણોપકર્ણ ગુજરાતમાં પહોંચ્યા પછીજ વિશ્વનાથ જાની અને પ્રેમાનન્દે તેમના ઘરસંસાર આદિનું કાવ્યમય વર્ણન કરેલ છે, એટલે તે યથાર્થ સ્વરૂપમાં તો નજ હોઇ શકે. પ્રેમાનંદ નાગરી નાતના રીવાજથી અજ્ઞાત હોવાને લીધે તેમનાં રસમય કાવ્યોમાં એ રીતરીવાજને મળતું વર્ણન તો નથી જ. નાગર જ્ઞાતિમાં કોઇ ગરીબ માણસ પણ પોતાની દીકરીને ત્યાં અદ્યાપિ પર્યંત ભોજન કરતો નથી, તો મહેતા જેવા ભક્ત, જ્ઞાની અને ગર્ભશ્રીમંતના સંબંધમાં તે હકીકત પ્રેમાનંદે વર્ણવેલ છે તે યોગ્ય તો નથી જ, જ્યારે કવિ મીઠા અને સંત હરિદાસના કંઠસ્થ સાહિત્યનું વર્ણન નાગરી નાતના રીતરીવાજને અનુસરતું છે.

પરંતુ મુનશીજીએ તે સાહિત્યને નહીં માનવાનો બરસ ગ્રહજ બાંધેલો હોવાથી આપણે આ વાતમાં તેને બાજુ ઉપર રાખીશું, અને તે સંબંધમાં પ્રાચીન અને ગ્રંથારૂઢ માહિતી કોઇ સપ્રમાણ મળે છે કે કેમ ? તેનો વિચાર કરીએ અને તેમાં ઉદ્ભવતા બે મુદ્દા તપાસીએ.

### બે મુખ્ય મુદ્દાઓ

૧ જેમ ગુજરાતના સાપ્તાહિકો, માસિકો વગેરેમાં મહેતાજી બાબતમાં ચર્ચા થઇ છે અને થાય છે તેમ ગુજરાત બહારના આર્યાવર્તના અન્ય પ્રદેશમાં થઇ છે અને થાય છે કે કેમ ? અને તેમાંથી આપણને મહેતાજીના જીવન સંબંધમાં કોઇ પ્રમાણ મળે છે કે નહીં.

૨ મહેતાજીના શિષ્ય ગરાશીઆ, એટલે (શ્રીયુત મુનશીજીના મતથી) અણસમજુ હતા ? કે કોઇ સમર્થ વિદ્વાન્ અને ગ્રંથકાર હતા ?

### (૬) અલી ભગવાનનો સં. ૧૫૪૧ અગાઉ મહેતાજી વિષે ઉલ્લેખ

મથુરામાં સં. ૧૯૫૩ થી એટલે કે આજથી ૪૬ વર્ષ ઉપર એક "ગુર્જર હિત-કારી ત્રૈમાસિક" પત્ર નીકળતું. આ પત્રમાં ગુજરાતના પ્રાચીન મહાપુરૂષો અને પવિત્ર આર્યમહિલાઓનાં વૃત્તાન્તો ગુજરાતી ભાષામાં છપાતાં હતાં, તેમાં સુદામા, બોડાણો, પર્વત મહેતા, અને શ્રી નૃસિંહ મહેતાની હકીકતો પ્રસિદ્ધ થતી. આ ત્રૈમાસિકમાં એક એવી હકીકત આવેલી હતી કે "અલી ભગવાન" કરીને દીલ્લીના એક મુસલમાન ભક્ત હિંદી ભાષાના સમર્થ કવિ ગણાતા, તેમનો કવનકાળ સંવત ૧૫૧૦ થી ૧૫૪૧ સુધીમાં હતો, એમ તે ત્રૈમાસિકમાં જણાવેલ છે. તેમણે આખા દેશમાં ઘણાં તીર્થોમાં મુસાફરી પણ કરેલ હતી અને તેમના બનાવેલ દુહાનો મોટો સંગ્રહ તેમાં પ્રકટ થયો છે; તે દુહામાં અલી ભગવાન જણાવે છે કે:

દુહો

અધહારક શ્રીકૃષ્ણકે નરસંઇયા ગુન ગાય;
લીલા દેખી નેત્રસેં વૈસી હેત દીખાય.
તબ કીર્તિ પ્રવાહકા કૈસે પાઉં પાર;
સખી રૂપે વૈકુંઠમેં બિધવિધ કીયા વિહાર.
પક્ષપાત બીન યશ ગુન ગાનેવાલે એક;
ભકત ભયે સૌરાષ્ટ્રમેં હંસ સમાન વિવેક.

જુવો "ગુર્જર હિતકારી ત્રૈમાસિક" સંવત ૧૯૫૪, અંક બીજો પૃ. ૨૮.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે જે જે સ્થાનોમાં સાક્ષર ગુર્જરસમૂહ છે, તે તે સ્થાનોમાં મહેતાજીના સમયમાંજ મહેતાજીના સંબંધમાં ઊહાપોહ પણ થયો છે, અને તેમાંથી પણ એજ તાત્પર્ય જણાય છે કે મહેતાજીનો કવનકાળ વિક્રમ સંવત ૧૫૪૧ પહેલાં હતો.

## શોધખોળની જરૂર: મહેતાજીની હરી લેવાયલી જાગીર

વૃક્ષ કંઇ ચાલી ચલાવીને કોઇને ફળ દેવા જતું નથી, ગંગાજી કોઇને જળ દેવા જતાં નથી, પણ જેની ઇચ્છા થાય તે તેની પાસે લેવા જાય છે. એજ ન્યાયે સંતપુરૂષ મહેતાજી કોઇને શિષ્ય કરવા જતા નહીં, છતાં સેંકડો વિદ્વાન્ પુરૂષો મહેતાજીની ઈશ્વરદત્ત વિદ્યા, જ્ઞાન, અને ભક્તિનો લાભ લેવા આવતા, પોતાની યોગ્યતા પ્રમાણે લઇ જતા. મહેતાજીએ પોતાના ઉપભોગ માટે શિષ્યો પાસેથી ભેટ લીધી એવું વર્ણન મીઠા કવિએ કે હરિદાસે કોઈ ઠેકાણે કરેલ નથી. પણ સ્પષ્ટ તેમણે તો એમ જણાવેલ છે કે મંડપમેળામાં મળતી ભેટ મહેતાજી પોતાના ગોરને આપી દેતા, પોતે ગર્ભશ્રીમંત અને જાગીરદારના પુત્ર હતા. પરંતુ સંવત ૧૪૯૯ માં ઘોઘાના મુસલમાન થાણદાર અને મોજીઆ નામના વણાર આહીરે તે જાગીર લઇ લીધી હતી.

આવી અનેક બાબતો કવિ પ્રેમાનંદ જાણતા ન હોવાથી તેમણે વર્ણન કરેલ મહેતાનું સ્વરૂપ દીનતાવાળું હોય તેમાં નવાઇ શી ? અસ્તુ. તેમ છતાં પ્રેમાનન્દે મહેતાજીની દીનતા-દરિદ્રતા વિષે કરેલ વર્ણન મુનશીજી સત્ય માનતા હોય તો પ્રેમાનન્દે આપેલ હારપ્રાપ્તિકાળ શા માટે સત્ય માનતા નથી ?

## મહેતાજીના શિષ્યોની વિદ્વત્તા

મહેતાજીના શિષ્ય કોઇ અભણ ગરાશીયા નહીં હતા; પણ શાસ્ત્રીઓ રાખી ભણેલા રાજકુમારો હતા, કે જે રાજકુમારોએ તે શાસ્ત્રીઓને આપેલ ગરાસ અદ્યાપિ પર્યંત તે શાસ્ત્રીના વંશવારસોના ભોગવટામાં છે. આથી વિશેષ પ્રમાણ બીજું કીયું હોઇ શકે? આ વિદ્વાન્ ગોહિલ ગેમલજી અદ્યાપિ પર્યંત સાધુઓમાં ગુરૂ ગેમલના નામે ઓળખાય છે. તેઓ સાક્ષર અને સમર્થ કવિ હતા તેથીજ તેમનું અમૂલ્ય સાહિત્ય મળી આવે છે.

## (ઈ) મહેતાજીના શિષ્ય વિષ્ણુદાસ સ્વામીનો સં. ૧૫૨૫ નો "વૈષ્ણવપ્રમોદ" ગ્રન્થ

મહેતાજીના શિષ્યમંડળમાં સમર્થ પુરૂષો હતા, તેઓ પૈકીના એક વિષ્ણુદાસ સ્વામી કરીને સંતપુરૂષ ગોપાચળગઢ(હાલનું ગ્વાલીયર)ના નિવાસી હતા. તેમણે

મહેતાજીને દ્રવ્યપ્રાપ્તિની હકીકત જ્યારે ફરતા સંતોથી સાંભળી ત્યારે તત્કાલ તેમના અંતઃકરણમાં મહેતાજીનાં દર્શન કરવાની તીવ્ર ઇચ્છા થઇ. તેઓ કેટલાક સાધુઓ સાથે ફરતા ફરતા ગુજરાતમાં આવ્યા, ડાકોરજીનાં દર્શન કરી દ્વારકાં તરફ ગયા, અને પછી મહેતાજીનાં દર્શન કરવા માંગરોળ ગયા. કેટલાક દિવસો મહેતાજીના સમાગમમાં અને તેમના જ અતિથિ તરીકે રહ્યા. છેવટ મહેતાજીને ગુરૂ માની પોતાને વતન વિદાય થયા.

આ વિષ્ણુદાસ સ્વામીએ "વૈષ્ણવપ્રમોદ" નામનો સંસ્કૃત ભાષામાં છંદોબદ્ધ ગ્રંથ રચેલ છે. તેમાં બોડાણો, પર્વત મહેતા, અને બીજા ભક્તોનાં પણ વર્ણનો આપેલ છે. સંવત ૧૫૧૫ માં તેઓ મહેતાજીના શિષ્ય થયા તેની હકીકત તે ગ્રંથના પહેલા અધ્યાયમાં જ આપેલ છે. આ ગ્રંથ વિક્રમ સંવત ૧૫૨૫ માં ગ્વાલીયરમાં તેમણે પૂરો કર્યો, એમ તે ગ્રંથની ઇતિશ્રીમાં આપેલ છે.

તે ગ્રંથનું સંશોધન કરનાર ન્યાયવિશારદ પંડિત શ્યામસુંદર શર્મા તથા મહામહોપાધ્યાય આદિત્યરામ ભટ્ટાચાર્ય કાશીવાળા અને છપાવનાર બાબુ રાજેન્દ્રનાથ. છપાયેલ કાશીમાં સંવત ૧૯૩૬.

તે ગ્રંથારંભમાં સ્તુતિ કરતાં મહાત્મા વિષ્ણુદાસ સ્વામી લખે છે કે:

सदा नमस्कार करोमि भक्त्या
ज्ञानानुरागमहिमातिशयांतसीम्ने ।
नृसिंहगुरवे खलु नागराय
दामोदराय भवसागरतारणाय ॥ (१)

ભાવાર્થ—જ્ઞાનના અનુરાગના મહિમાની સીમાને ઓળંગી ગયેલા છે એવા નાગર નૃસિંહ ગુરૂને, તેમજ ભવસાગરના તારણરૂપ દામોદરરાયને હું ભક્તિથી સદા નમસ્કાર કરૂં છું.

તેઓ પ્રથમ મહેતાજી જે પોતાના ગુરૂ, તેમને પ્રણામ કરી પછી દામોદરને પ્રણામ કરે છે.

तं दृष्ट्वा पापहंतारं वैष्णवानां सुखावहम् ।
नश्यन्ति सर्वपापानि सिंहं दृष्ट्वा यथा मृगाः ॥ २ ॥
नृसिंहं प्रथमं वन्दे वैष्णवानां शिरोमणिम् ।
दिव्यलीलाविहारीं च सखीरूपं मनोहरम् ॥ ३ ॥

ભાવાર્થ—જેમ સિંહને જોઇને મૃગો નાશી જાય છે તેમ જેને જોઇને સર્વ પાપો નાશી જાય છે; એવા જેને જોવાથી પાપ નાશ પામે છે અને વૈષ્ણવોના શિરોમણિ છે, દિવ્ય લીલાના વિહારી છે, અને સખી રૂપે મનોહર છે, એવા નૃસિંહને પ્રથમ વંદું છું.

આ પ્રમાણે આરંભમાં મહેતાજીની સ્તુતિ છે, અને તે અંતમાં ઇતિશ્રીમાં જણાવે છે કે:

सर्वेषां वैष्णवानां च दासोऽहं विष्णुदासकः ।
प्रमोदो नाम ग्रंथोऽयं सर्वज्ञानमहोदधिः ॥
नरसिंहमुखोद्गीतं यथादृष्टं यथाश्रुतम् ।
मंगलपुरमध्ये वै सर्वं तल्लिखितं मया ॥

ભાવાર્થ—વિષ્ણુદાસ નામનો હું સર્વ વૈષ્ણવોનો દાસ છું. સર્વ જ્ઞાનના મહોદધિરૂપ આ પ્રમોદ નામનો ગ્રંથ મંગળપુર મધ્યે નરસિંહના મુખે ગવાયલું તથા જેવું મેં જોયું અને જેવું મેં સાંભળ્યું છે તે પ્રમાણે મેં સર્વ લખ્યું છે.

तत्त्वानि शरचन्द्रे वै विक्रमाद्बे च फाल्गुने ।
शुक्लपक्षे त्रयोदश्यां गोपदुर्गे सुशोभिते ॥
नरहरिप्रतापेन कृपया केशवस्य च ।
वैष्णवानां प्रमोदाय ग्रंथः पूर्णः कृतो मया ॥

तत्त्वानि=२५ शर=५ चंद्र= १ अंकानां वामतो गतिः તેથી ૧૫૨૫ સંવતમાં ફાલ્ગુન શુદિ ત્રયોદશીને દિવસે આ ગ્રંથ પૂર્ણ થયો છે.

ભાવાર્થ—વિક્રમ સંવત ૧૫૨૫ ના ફાગણ સુદ તેરશે સુશોભિત ગોપદુર્ગમાં નરહરિના પ્રતાપથી અને કેશવની કૃપાથી વૈષ્ણવોના પ્રમોદને માટે આ ગ્રંથ મારાથી પૂર્ણ થયો છે.

ઉપર્યુક્ત પ્રમાણોથી સિદ્ધ થાય છે કે મહેતાજીનો ઉજ્જ્વલ યશ ગુજરાત બહાર ભારતવર્ષમાં વ્યાપક હતો. તેમના શિષ્યો વિદ્વાન હતા, અને તેમનો કવનકાળ વિક્રમ સંવત ૧૫૨૫ પહેલાં નિર્વિવાદ જણાય છે.

---

(લેખાંક ૪ થો "ગુજરાતી" તા૦ ૨૫-૬-૩૩)

## મુનશી પાસે નરસિંહ મહેતાનો કાળ બદલવા માટે વિધાનાત્મક પુરાવો કયાં છે?

મહેતાજીનો કવનકાળ પોતાના મત પ્રમાણે પણ નિશ્ચય કરવામાં તેમની પાસે એક પણ પુરાવો ઐતિહાસિક હોય તેવું દૃષ્ટાંત મુનશીજીના લેખમાં નથી. તેવો પુરાવો તેમની પાસે હોઇ પણ શકે કયાંથી? તેમણે ચૈતન્ય પ્રભુને મૂર્છા આવતી તેમ મહેતાજીને આવતી નહીં વગેરે બાબતોનો બીન જરૂરી પ્રલાપ માત્ર કાઢયો છે, અને તેની કવનકાળ નિર્ણય કરવામાં મુકાબલો કરવાની કંઈ જરૂર નથી. મહેતાજીની કવિતાઓમાં અમુક ગ્રંથની કે અમુક આગળ થયેલા કવિની કવિતાઓની છાયા છે, એવો અભિપ્રાય પણ અસંગત, તેમ વાંચન-અભ્યાસની ઉણપવાળો ઠરે છે. કારણ કે મહેતાજીએ જેવાં દર્શન કર્યાં તેવું જ વર્ણન કરેલ છે, તેથી પ્રાચીન કાવ્યોના અનભ્યાસશીલ મહેતાજીનું કાવ્ય કેવળ સ્વતંત્ર છે, એવો અભિપ્રાય મુનશીજી કરતાં ભલા ભલા વિદ્વાનોનો થાય છે. સાહિત્યરૂપ મહાસાગરમાં ઉદ્ભવતાં કાવ્યરૂપ મુક્તાફળની કિમ્મત કરનાર પોતે એક ઝવેરી છે એવો દાવો તો તેઓ ભાગ્યેજ રાખી શકે.

### નરસિંહ મહેતાની ખ્યાતિનો પ્રચાર

વળી કેવળ ભગવત્સ્વરૂપ અને શ્રી ભગવાનની અલૌકિક લીલાનું અવલોકન કરનાર મહેતાજીની અનુપમ તેમજ અમૂલ્યવાણી શ્રીયુત મુનશીજીના કથન પ્રમાણે અંધકારમાં તો નહોતીજ, એમ તેમના સમયમાં થયેલા મહાકવિઓ જે વૈષ્ણવેતર હતા તેમની કવિતાઓથી સિદ્ધ થાય છે, જેનો વિશેષ એક દાખલો આ લેખમાં હું સ્પષ્ટ

મહેતાજીને હારપ્રાપ્તિની હકીકત જ્યારે ફરતા સંતોથી સાંભળી ત્યારે તત્કાલ તેમના અંતઃકરણમાં મહેતાજીનાં દર્શન કરવાની તીવ્ર ઇચ્છા થઇ. તેઓ કેટલાક સાધુઓ સાથે ફરતા ફરતા ગુજરાતમાં આવ્યા, ડાકોરજીનાં દર્શન કરી દ્વારકાં તરફ ગયા, અને પછી મહેતાજીનાં દર્શન કરવા માંગરોળ ગયા. કેટલાક દિવસો મહેતાજીના સમાગમમાં અને તેમના જ અતિથિ તરીકે રહ્યા. છેવટ મહેતાજીને ગુરૂ માની પોતાને વતન વિદાય થયા.

આ વિષ્ણુદાસ સ્વામીએ "વૈષ્ણવપ્રમોદ" નામનો સંસ્કૃત ભાષામાં છંદોબદ્ધ ગ્રંથ રચેલ છે. તેમાં બોડાણો, પર્વત મહેતા, અને બીજા ભક્તોનાં પણ વર્ણનો આપેલ છે. સંવત ૧૫૧૫ માં તેઓ મહેતાજીના શિષ્ય થયા તેવી હકીકત તે ગ્રંથના પહેલા અધ્યાયમાં જ આપેલ છે. આ ગ્રંથ વિક્રમ સંવત ૧૫૨૫ માં ગ્વાલીયરમાં તેમણે પૂરો કર્યો, એમ તે ગ્રંથની ઇતિશ્રીમાં આપેલ છે.

તે ગ્રંથનું સંશોધન કરનાર ન્યાયવિશારદ પંડિત શ્યામસુંદર શર્મા તથા મહામહોપાધ્યાય આદિત્યરામ ભટ્ટાચાર્ય કાશીવાળા અને છપાવનાર બાબુ રાજેન્દ્રનાથ. છપાયેલ કાશીમાં સંવત ૧૯૩૬.

તે ગ્રંથારંભમાં સ્તુતિ કરતાં મહાત્મા વિષ્ણુદાસ સ્વામી લખે છે કેઃ

सदा नमस्कार करोमि भक्त्या
ज्ञानानुरागमहिमातिशयांतसीम्ने ।
नृसिंहगुरवे खलु नागराय
दामोदराय भवसागरतारणाय ॥ (१)

ભાવાર્થ–જ્ઞાનના અનુરાગના મહિમાની સીમાને ઓળંગી ગયેલા છે એવા નાગર નૃસિંહ ગુરૂને, તેમજ ભવસાગરના તારણરૂપ દામોદરરાયને હું ભક્તિથી સદા નમસ્કાર કરૂં છું.

તેઓ પ્રથમ મહેતાજી જે પોતાના ગુરૂ, તેમને પ્રણામ કરી પછી દામોદરને પ્રણામ કરે છે.

तं दृष्ट्वा पापहंतारं वैष्णवानां सुखावहम् ।
नश्यन्ति सर्वपापानि सिंहं दृष्ट्वा यथा मृगाः ॥ २ ॥
नृसिंहं प्रथमं वन्दे वैष्णवानां शिरोमणिम् ।
दिव्यक्रीडाविहारीं च सखीरूपं मनोहरम् ॥ ३ ॥

ભાવાર્થ–જેમ સિંહને જોઇને મૃગો નાશી જાય છે તેમ જેને જોઇને સર્વ પાપો નાશી જાય છે; એવા જેને જોવાથી પાપ નાશ પામે છે અને વૈષ્ણવોના શિરોમણિ છે, દિવ્ય લીલાના વિહારી છે, અને સખી રૂપે મનોહર છે, એવા નૃસિંહને પ્રથમ વંદું છું.

આ પ્રમાણે આરંભમાં મહેતાજીની સ્તુતિ છે, અને તે અંતમાં ઇતિશ્રીમાં જણાવે છે કેઃ

सर्वेषां वैष्णवानां च दासोऽहं विष्णुदासकः ।
प्रमोदो नाम ग्रंथोऽयं सर्वज्ञानमहोदधिः ॥
नरसिंहमुखोद्गीतं यथादृष्टं यथाश्रुतम् ।
मंगलपरमध्ये वै सर्वं तल्लिखितं मया ॥

કરું છું. આથી ગુજરાતી સાક્ષરી જનતાની ખાત્રી થશે અને શ્રીયુત મુનશીની દલીલો કેવળ પોકળ આપોઆપ જણાઇ આવશે.

## ( ૬ ) ધ્રાંગધ્રાના ચારણકવિ કેશવ અને ભોજક કવિ દેપાળ

ઝુવાડ઼કાવટીના રાજા "વનવીરસિંહ ઝાલા" કે જેમના વંશમાં હાલ ધ્રાંગધ્રાની ગાદી છે, તેમના રાજકવિ કેશવ બારોટ ઘણા શ્રેષ્ઠ ગાનાર હતા. તેમણે રચેલ "કેશવ કાવ્ય" જે ચારણી ભાષામાં છે તેમાં પણ મહેતાજીનાં કાવ્યોનો અને ભક્તિનો ઉલ્લેખ છે. આ કેશવકાવ્યની કવિતાઓ ચારણોના જૂના ચોપડામાં સંવતના ૧૬ અને ૧૭ મા સૈકાઓમાં લખાયલી મળી આવે છે. તેથી તે ગ્રંથારૂઢ હોઇને તેને કંઠસ્થની જેમ માનવાની આનાકાની તો નહીં જ કરી શકાય.

આ વનવીરસિંહ ઝાલા સંવત ૧૪૯૬ માં ગાદીએ બેઠા હતા. (જુવો કાઠિયાવાડ સર્વસંગ્રહમાં ધ્રાંગધ્રાની હકીકત) તેના રાજકવિ કેશવ તે સ્પષ્ટ રીતે મહેતાજીના સમકાલીન હતા. આ કેશવ બારોટ એક વાર શ્રીડાકોરમાં યાત્રાર્થે આવેલા, અને શ્રીરણછોડરાય સાંનિધ્ય પ્રેમરસથી ભરપૂર તાલ સ્વર સાથે બુલંદ અવાજે ભક્તશિરોમણિ મહેતાજીનાં રચેલાં પદો બોલતા હતા. તેજ સમયમાં પ્રાકૃતા ગુર્જરી ભાષાનો મહા કવિ ગણાતો "દેપાળ" નામનો અને ભોજક જ્ઞાતિનો કવિ ઈશ્વરેચ્છાએ આવી ચઢયો. તેણે મહેતાનાં રચેલાં સંસ્કૃતા ગુર્જરીગિરાનાં પદો—કેશવ બારોટના મુખથી સાંભળ્યાં. તે કવિ દેપાળ સંસ્કૃત ભાષાનો પણ કવિ હતો, તેનાં રચેલાં સંસ્કૃત કાવ્યો પણ મળે છે. આ દેપાળ કવિને મહેતાજીનાં દર્શન કરવાની ઇચ્છા થઇ અને તે વાત તેણે કેશવ બારોટને જણાવી. તેથી કેશવ બારોટ અને દેપાળ બંને ડાકોરથી નીકળીને જુનાગઢ ગયા. ત્યાં તેમના અતિથિ તરીકે રહ્યા. તેમણે મહેતાજીના મુખથી શ્રીમદ્ભાગવતની કથા સાંભળી, અને દાસત્વભક્તિપ્રધાનતાની સચોટ અસર દેપાળને થઇ.

દેપાળને મહેતાજીનાં દર્શન વિ. સં. ૧૫૦૬ ના માર્ગશીર્ષ શુદિ તેરશને દિવસે થયાં એમ "દેપાળ કાવ્ય" સંસ્કૃત ભાષામાં પદ્યાત્મક છે, તેમાં જણાવેલ છે. પ્રેમાનંદના સમકાલીન જૈન ગુર્જર કવિ રૂપલદાસે પોતાના રચેલા કુમારપાળ રાસામાં દેપાળનો ઉલ્લેખ કરી તેનાં વખાણ કર્યાં છે. દીલ્લીના પ્રસિદ્ધ દેશવહાર શાહ સમરો અને સારંગનો તે આશ્રિત હતો. તેમજ વિજયધર્મસુરીકૃત ઐતિહાસિક રાસસંગ્રહમાં તેને ભોજક કહેલો છે. આ દેપાળે પ્રાકૃતા ગુર્જરી ભાષામાં ૧૨ ગ્રંથો રચેલા છે અને તેનો કવનકાળ વિ. સં. ૧૫૦૦ થી ૧૫૨૨ સુધીનો છે. એ હકીકત માટે જુવો જૈન ગુર્જર કવિઓનો પ્રથમ ભાગ, પ્રયોજક મોહનલાલ દલીચંદ દેશાઇ. (પૃ. ૪૧)

આ દેપાળ કવિનું રચેલ સંસ્કૃત ભાષામાં જે દેપાલ કાવ્ય છે તેની પ્રત જેસલમેરના ભંડારમાં હસ્તલિખિત ઐતિહાસિક કાવ્યસંગ્રહ નં. ૧૭૪ છે; તેમાં નીચે પ્રમાણે હકીકત મળે છે:

संस्कृतागुर्जरीगिरां रसपूर्णां च गौरवाम् ।
नागरीं नारसिंहीं च भक्तियुक्तां मनोहराम् ॥ १ ॥

કરું છું. આથી ગુજરાતી સાક્ષરી જનતાની ખાત્રી થશે અને શ્રીયુત મુનશીની દલીલો કેવળ પોકળ આપોઆપ જણાઇ આવશે.

## ( ૬ ) ધ્રાંગધ્રાના ચારણકવિ કેશવ અને ભોજક કવિ દેપાળ

કૂવાકંકાવટીના રાજા "વનવીરસિંહ ઝાલા" કે જેમના વંશમાં હાલ ધ્રાંગધ્રાની ગાદી છે, તેમના રાજકવિ કેશવ બારોટ ઘણા શ્રેષ્ઠ ગાનાર હતા. તેમણે રચેલ "કેશવ કાવ્ય" જે ચારણી ભાષામાં છે તેમાં પણ મહેતાજીનાં કાવ્યોનો અને ભક્તિનો ઉલ્લેખ છે. આ કેશવકાવ્યની કવિતાઓ ચારણોના જૂના ચોપડામાં સંવતના ૧૬ અને ૧૭ મા સૈકાઓમાં લખાયલી મળી આવે છે. તેથી તે ગ્રંથારૂઢ હોઇને તેને કંઠસ્થની જેમ માનવાની આનાકાની તો નહીં જ કરી શકાય.

આ વનવીરસિંહ ઝાલા સંવત ૧૪૯૬ માં ગાદીએ બેઠા હતા. (જુવો કાઠિયાવાડ સર્વસંગ્રહમાં ધ્રાંગધ્રાની હકીકત) તેના રાજકવિ કેશવ તે સ્પષ્ટ રીતે મહેતાજીના સમકાલીન હતા. આ કેશવ બારોટ એક વાર શ્રીડાકોર-માં યાત્રાર્થે આવેલા, અને શ્રીરણછોડરાય સાંનિધ્ય પ્રેમરસથી ભરપૂર તાલ સ્વર સાથે બુલંદ અવાજે ભક્તશિરોમણિ મહેતાજીનાં રચેલાં પદો બોલતા હતા. તેજ સમયમાં પ્રાકૃતા ગુર્જરી ભાષાનો મહા કવિ ગણાતો "દેપાળ" નામનો અને ભોજક જ્ઞાતિનો કવિ ઈશ્વરેચ્છાએ આવી ચડયો. તેણે મહેતાનાં રચેલાં સંસ્કૃતા ગુર્જરીગિરાનાં પદો—કેશવ બારોટના મુખથી સાંભળ્યાં. તે કવિ દેપાળ સંસ્કૃત ભાષાનો પણ કવિ હતો, તેનાં રચેલાં સંસ્કૃત કાવ્યો પણ મળે છે. આ દેપાળ કવિને મહેતાજીનાં દર્શન કરવાની ઇચ્છા થઇ અને તે વાત તેણે કેશવ બારોટને જણાવી. તેથી કેશવ બારોટ અને દેપાળ બંને ડાકોરથી નીકળીને જુનાગઢ ગયા. ત્યાં તેમના અતિથિ તરીકે રહ્યા. તેમણે મહેતાજીના મુખથી શ્રીમદ્ભાગવતની કથા સાંભળી, અને દાસત્વભક્તિપ્રધાનતાની સચોટ અસર દેપાળને થઇ.

દેપાળને મહેતાજીનાં દર્શન વિ. સં. ૧૫૦૬ ના માર્ગશીર્ષ શુદિ તેરશને દિવસે થયાં એમ "દેપાળ કાવ્ય" સંસ્કૃત ભાષામાં પદ્યાત્મક છે, તેમાં જણાવેલ છે. પ્રેમાનંદના સમકાલીન જૈન ગુર્જર કવિ રૂપચંદાસે પોતાના રચેલા કુમારપાળ રાસામાં દેપાળનો ઉલ્લેખ કરી તેનાં વખાણ કર્યાં છે. દીલ્હીના પ્રસિદ્ધ દેશલહાર શાહ સમરો અને સારંગનો તે આશ્રિત હતો. તેમજ વિજયધર્મસુરીકૃત ઐતિહાસિક રાસસંગ્રહમાં તેને ભોજક કહેલો છે. આ દેપાળે પ્રાકૃતા ગુર્જરી ભાષામાં ૧૨ ગ્રંથો રચેલા છે અને તેનો કવનકાળ વિ. સં. ૧૫૦૦ થી ૧૫૨૨ સુધીનો છે. એ હકીકત માટે જુવો જૈન ગુર્જર કવિઓનો પ્રથમ ભાગ, પ્રયોજક મોહનલાલ દલીચંદ દેસાઇ. (પૃ. ૪૧)

આ દેપાળ કવિનું રચેલ સંસ્કૃત ભાષામાં જે દેપાલ કાવ્ય છે તેની પ્રત ડેક્કનકૉલેજના ભંડારમાં હસ્તલિખિત ઐતિહાસિક કાવ્યસંગ્રહ નં. ૧૭૪ ર; તેમાં નીચે પ્રમાણે હકીકત મળે છે:

संस्कृतागुर्जरीगिरां स्वरूपं च गौरवाम् ।
गायतीं नारसिंहो च भक्तिपूर्णां मनोहराम् ॥

केशवकविकंठस्थां श्रुत्वा डाकोरमंदिरे ।
द्रष्टुमिच्छन्नृसिंहं वै भक्तं च गुणसागरम् ॥ २ ॥
केशवकविसंगेऽहं जीर्णदुर्गे सुशोभिते ।
आश्रमे नरसिंहस्य गतो नागरपाटके ॥ ३ ॥
अनेकसंतसाधूनां आश्रयः शान्तिदायकः ।
प्रसन्नवदनं नित्यं समे दुःखसुखे खलु ॥ ४ ॥
सेवया वासुदेवस्य व्रतेन तपसा सदा ।
स्वयं नारायणो देव समो भासति भाग्यवान् ॥ ५ ॥
*रसखभूतचन्द्रे वै विक्रमाब्दे तथा शुचे ।
मार्गशीर्षतिथौ शुक्ले त्रयोदश्यां शुभे दिने ॥ ६ ॥
देपालो भक्तियुक्तोऽहं ब्राह्मणो भोजकस्तथा ।
कविनामधरो भाषा प्राकृता गुर्जरी शुभा ॥ ७ ॥
शरणमागतो देव भवत्पादाब्जवंदनात् ।
अद्य मे सफलं जन्म दृष्ट्वा भक्तशिरोमणिम् ॥ ८ ॥
महेता हास्ययुक्तो वै प्रोवाच मधुरं वचः ।
पूर्वपुण्योदयेनैव भवानभ्यागतो भव ॥ ९ ॥
भोजनं पूर्णभावेन प्रभोः प्रसादमेव च ।
भोजयित्वा विरामेण वार्तालापं कुरुष्व वै ॥ १० ॥
चतुर्थे प्रहरे सर्वे संतसाधुसमागमे ।
कथां भागवतीं पुण्यां शुभामकथयत् स्वयं ॥ ११ ॥
दास्यभक्तिप्रधानत्वं व्याख्यायुक्तं श्रुतं मया ।
तत्काले च तदाकारो भूत्वा तु कृतनिश्चयः ॥ १२ ॥

દાસભક્તિપ્રધાનવાક્ય

दासभूताः स्वतः सर्वे ह्यात्मानः परमात्मनः ।
नान्यथा लक्षणं तेषां बन्धे मोक्षे च विद्यते ॥

**व्याख्या**-इति वचनेन दासभावस्य जीवात्म-स्वाभाविकाकारत्वेन प्रतिपादनात्। एवं मोक्षदशा प्रतिपादकश्रुतिरपि, "येन येन धाता गच्छति, तेन तेन सह गच्छति," छाया-वासत्वमनुगच्छेत् इत्यादिका सर्वदा दासभावे प्रमाणम् । किंच मोक्षार्थं रुद्रोपासना तदर्चनादिकं कुर्वाणा अपि भवन्तोऽन्येऽपि वा ये उपायानुष्ठानसमये स्वस्मिन् उपास्यदेवता दास्यमंगीकृत्यैवार्चनादिकं कुर्वन्ति तेषामपि तदभिमतमोक्षकाले उपायानुष्ठानकालानुसंहितो दासभाव आविर्भवत्यवेति "यथा क्रतुरस्मिन् लोके पुरुषो भवति, तथेतः प्रेत्य भवति" इत्यादि श्रुत्युक्तन्यायेनावगम्यते ॥

(નકલ કરનાર અને મોકલનાર પંડિત બદ્રિનારાયણ)

---

* रस=६, ख=०, भूत=५, चन्द्र=१=१५०६.

ભાવાર્થ—શ્રી ડાકોર મંદિરમાં રસથી ભરેલી, ગૌરવવાળી, નાગર નરસિંહની ભક્તિયુક્ત મનોહર નાગરી વાણી સંસ્કૃતા ગુજરાતી ગિરા કેશવ કવિને કંઠેથી સાંભળી, ગુણોના સાગર ભક્ત નરસિંહને જોવાની મને ઇચ્છા થઇ. (૧–૨) પછી હું કેશવ કવિની સાથે સુશોભિત જીર્ણદુર્ગમાં નાગરવાડામાં નરસિંહને આશ્રમે ગયો. નરસિંહ મહેતા અનેક સંતસાધુઓના આશ્રયરૂપ હતા, શાંતિને આપનારા હતા, એમનું વદન હમેંશાં સુખ અને દુઃખ બંને પ્રસંગોએ પ્રસન્ન રહેતું હતું. (૩–૪) હમ્મેશાં વાસુદેવ (શ્રીકૃષ્ણ)ના વ્રતથી, સેવાથી, તથા તપથી પોતે જાણે સાક્ષાત્ નારાયણ દેવ હોય તેવા એ ભાગ્યશાળી દેખાતા હતા. (૫) શુભ વિ. સં. ૧૫૦૬ માં માગશર સુદ ૧૩ ને શુભ દિને ભક્તિવાળો હું દેપાલ અને બ્રાહ્મણ, ભોજક કવિ નામધારી, શુભ પ્રાકૃતા ગુજરાતીનો કવિ, મહાનુભાવ નરસિંહનાં ચરણકમળનાં વંદન કરવાને માટે તેમને શરણે ગયો. (૬–૭) આજે ભક્તશિરોમણિને જોઇને મારો જન્મ સફળ થયો. (૮) હાસ્યયુક્ત વદનવાળા મહેતાજીએ મને મધુર વચન કહ્યાં. "તારા પૂર્વ જન્મના પુણ્યના ઉદયને લીધેજ તું અહીં આવ્યો છું. તું આજે મારો અભ્યાગત થા. (૯) અને પૂર્ણભાવથી પ્રભુનો પ્રસાદ તેમજ ભોજન લે. અને વિરામ લઇને વાર્તાલાપ કર. (૧૦) ચોથે પ્રહરે સંતસાધુઓના સમાગમમાં હું પુણ્યદાયી શુભ ભાગવતી કથા કહું તે તું સાંભળજે." (૧૧) તે મેં તેમનો દાસભાવ ભક્તિથી ભરેલી વ્યાખ્યાયુક્ત સાંભળ્યો. તે સમયે મેં તદાકાર અને કૃતનિશ્ચય થઇને સાંભળ્યું.

(૧૨) તે વ્યાખ્યા આ રહીઃ પરમાત્માના આપણે સર્વ જીવો કુદરતી દાસજ થયા છીએ (ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ગીતા, અ. ૧૫) એ સંબંધમાં બંધ અને મોક્ષમાં બીજાં કોઇ પણ પ્રકારનાં લક્ષણો નથી.

વ્યાખ્યાનો ભાવાર્થ: આ પ્રમાણે વચનોથી દાસભાવ જીવાત્માનો છે, તે સ્વાભાવિક છે; એમ પ્રતિપાદન કર્યું છે. એમ મોક્ષદશા પ્રતિપાદક શ્રુતિ પણ કહે છે. "જેમ જેમ ધાતા જાય છે તેમ તેમ તેની સાથે (જીવાત્મા) જાય છે" જેમ છાયા પુરૂષની પાછળ જાય છે તેમ. આ પ્રમાણે સર્વ વચનો દાસભાવનાં પ્રમાણો છે. જેને મોક્ષની ઇચ્છા હોય તેણે રૂદ્રની ઉપાસના કરવી, તેમાં અર્ચન પૂજન વગેરે કરવાં. તે પ્રમાણે વાયુના ઉપાયાનુષ્ઠાન સમએ પોતપોતાના ઉપાસ્ય દેવમાં દાસ્યભાવ અંગીકાર કરાય છે, અને તે માટે અર્ચનાદિક કરે છે, તેમજ તેજ પ્રમાણે મોક્ષકાળે ઉપાયાનુષ્ઠાન કાળને અનુસંધિત થઇને દાસભાવનો આવિર્ભાવ થાય છે. જેમકે "આ લોકમાં પુરૂષ ક્રતુ–યજ્ઞમય થાય છે, અને તેનીજ ગતિને પ્રાપ્ત થાય છે." આ પ્રમાણે શ્રુતિયુક્ત ન્યાયથી સમજી લેવું."

આ ઉપરથી ગુજરાતી સાક્ષરી જનતા જોઇ શકશે કે મુનશીજીના કથનમાં કેટલું સત્ય છે. મુનશીજીને જાતે પરિશ્રમ કરીને કશું નવું શોધવું નથી, પોતાના નકારાત્મકવાદની પુષ્ટિમાં પણ કાંઇ માન્ય પ્રમાણ મેળવવાની કડાકૂટમાં પડવું નથી. પણ જેઓ પરિશ્રમ કરીને મહેતાના નિશ્ચિત સમયને ટકાવનારાં પ્રમાણો વગેરે રજુ કરે તે અસત્ય ખોટાં છે, એમ ઘંટાકર્ણી ન્યાયે પોકારવું છે.

શ્રી મહેતાજીના કાવ્યરૂપ મંદિરના ભક્તિ રૂપ શિખર ઉપરનો કીર્તિરૂપ ધ્વજ દિગંતમાં ફેલાતો રહ્યો, તેનાં દર્શનમાં આજ ભલભલા વિદ્વાનો, સંતો અને ભક્તોએ

કરેલ હતા. જેમ મહિધર નાગરે રચેલ વેદનું ભાષ્ય; દયા બહાદૂર અને છબીલારામ જેવાનું પોતાના સ્વામી તરફ નિમકહલાલીપણું; અને અનેક નાગરોનું મુત્સદ્દીપણું સર્વ ક્રિયામાં ઝળકી ઉઠેલ છે, તેમજ મહેતાજીની નાગરી ભક્તિનો અપૂર્વ પ્રકાશ સાક્ષરોના અંતઃકરણમાં ચમત્કાર કરે છે તેથી તેવા પુરૂષોને, તેમનાં કાર્યોને, તેમજ તેઓની જન્મદાતા ભાગ્યવતી નાગરી માતાઓને, મારા તો કરોડોવાર અંતઃકરણપૂર્વક પ્રણામ છે.

## ઉપસંહાર

ક્યાં મહેતાજી સમાન દિવ્ય અને પ્રભુમય વિભૂતિ અને ક્યાં મુનશી? ક્યાં સૂર્ય અને ક્યાં આગિયો? ન્યાયમૂર્તિ સાક્ષરી ગુજરાતી જનતા સમક્ષ પ્રતિવાદી લેખક તરીકે હાલ તો આટલાં પ્રમાણો રજુ કરૂં છું. सुज्ञेषु किं बहुना। શ્રીયુત મુનશીજી સંપૂર્ણ તપાસ કર્યા વિના ભ્રમણા કરાવનારા તુચ્છ કોયડા બાંધે તોપણ અખંડ અને અચળ મહેતાજીનો કીર્તિસ્થંભ લેશ માત્ર ડગવાનો નથી; તેમજ પોતાના તર્કો જે એડવોકેટ તરીકેના હોય તે वाबाक्यं प्रमाणं સરસ્વતીના દરબારમાં ક્યી રીતે ચાલશે? ॐ तत्सत

ન્યાયમૂર્તિ ગુજરાતી સાક્ષરી જનતાને હું નિવેદન કરૂં કે હું કોઇ નાગરોનો કે નાગર જ્ઞાતિનો આશ્રિત નથી; તેમનો ગોર નથી, તેમનો બારોટ નથી, છતાં ઈશ્વર સાક્ષીથી કહું છું કે સાહિત્ય અને ધર્મ શાસ્ત્રોના નિર્ણયો અને ભાષા તથા લિપિ જ્ઞાન માટે નાગર વિદ્વાનોએ આર્યાવર્ત ઉપર જે ઉપકાર કર્યો છે, તેટલો પ્રમાણ ભાગમાં ઇતર જ્ઞાતિએ નથીજ કર્યો તે નિર્વિવાદ છે. છતાં આજ કાલના સ્વયં પંડિત મન્ય કેટલાક દોઢડાહ્યાઓ વાત વાતમાં પણ તેમની તરફ આક્ષેપ કરનારા જણાયા છે. પણ તેમણે સમજવું જોઇએ કે "દેવનાગરી" લિપિ સાથે નાગરનું નામ શા માટે જોડાયું છે? આ માટે "નાગરીપ્રચારિણિ" સભા(કાશી)થી જે માસિક નીકળે છે તેમાં ખૂબ ચર્ચા થઇ છે અને ઐતિહાસિક પ્રમાણોથી સિદ્ધ થયેલ છે કે તે લિપિ એક "દેવમાલિક" નામના નાગર વિદ્વાનેજ શોધેલ છે. તે બાબતમાં એક સ્વતંત્ર પ્રમાણોથી લેખ તૈયાર કરી સરસ્વતીના દરબારમાં ન્યાયમૂર્તિ જનતા સમક્ષ રજુ કરીશ ત્યારે ખાત્રી થશે. હાલ તો છેલ્લા પ્રણામ. (મુ. પાટણ ઉ. ગુજરાત).

---

ટીપ—શ્રીયુત બધેકાજી અમારી પૃચ્છાના જવાબમાં એક પત્રમાં જણાવે છેઃ—

"ભક્તિદર્પણ" અને "વૈષ્ણવપ્રમોદ" આ બે ગ્રંથો રાધનપુરના રહિશ સુતાર હરિલાલભાઇ પાસે છે. તેઓ જરીઆ બંગાળમાં રહે છે. એ તેમની પાઠપૂજામાંના ગ્રંથો છે. અકસ્માત તેમની મુલાકાત પાટણના લક્ષ્મીનારાયણ મંદિરમાં થઇ. મંદિરના મહંત રામાનુજપંથી છે. તેમનો ઉત્સવ હતો. રા. હરિલાલભાઇ પણ શ્રીવૈષ્ણવ છે. તેઓ પણ આવ્યા હતા. તેમની પાસેથી તે ઉતારેલ છે. હાલ તે ગ્રંથો વેચાતા મળી શકતા નથી, પણ કેટલાક જૂનાં પુસ્તકાલયોમાં છે, એમ તેઓ કહેતા હતા.

"વૈષ્ણવપ્રમોદ" એ ગ્રંથનું નામજ છે; શબ્દવિવેક નથી.

"ધર્મધ્વનિ" અને "ગુરૂમહિમા"—આ બે ગ્રંથો જોધપુરના શાહ તેજરાજ સુત મોહનરાજના ખાનગી પુસ્તકાલયના છે. તેઓ પણ ચુસ્ત શ્રીવૈષ્ણવ છે. આ પ્રસંગે ઉત્સવમાં તેમના તરફથી તેમના મુનિમ હાજર હતા. તેમની પાસે જોયા. તેમાં ઇતિ

થોમાં કંઈ નથી, પણ પ્રસ્તાવનામાં તે બનાવનારાનો કવનકાળ સંશોધન કરનારે આપેલ છે. તે પ્રમાણે મેં જણાવેલ છે.

"વળી પ્રાચીન કવિ જૈન દેપાલની કવિતામાં નરસિંહ મહેતાની હકિકત સ્પષ્ટ છે. તે ગ્રંથ સંસ્કૃત ભાષામાં હસ્તલિખિત છે, હજી સુધી તે છપાયો નથી. આ દેપાલ વિ. સં. ૧૫૦૦ થી ૧૫૨૨ સુધીમાં હતો; એવી હકિકત રા. મોહનલાલ દલીચંદ દેશાઇકૃત "જૈન ગુર્જર કવિઓ-પ્રથમ ભાગ" નામના ગ્રંથમાં પાને ૪૧ મે આપેલી છે. તેની પાદ નોંધમાં મણિલાલ બકોરભાઇ વ્યાસના આ શબ્દો ટાંકેલા છે: "દેપાલ ગુજરાતમાં ફર્યો હતો, ગુજરાતમાં રહીને તેણે ઘણાં કાવ્યો રચ્યાં હતાં. તેની કવિતા બીજા ગુજરાતી જૈન કવિઓના જેવીજ ભાષામાં છે." કવિ દેપાળના આ કાવ્યની જુની હસ્તલિખિત પ્રત સં. ૧૬૩૦ ની મોજુદ છે. પરંતુ દેપાળનો કવનકાળ ઉપર બતાવ્યો તેજ છે.

જ. જ. અધેકા

---

નોંધ:-રા. રા. જગજીવન નરભેરામ અધેકાએ, નરસિંહ મહેતાના સમય સંબંધમાં મી૦ મુનશીએ ઉભા કરેલા કોયડાના ઉત્તરરૂપે, જે અપૂર્વ શોધ કરીને પ્રમાણો આપ્યાં છે, તેથી એ વિષય વધારે પ્રકાશમાં આવ્યો છે. સ્વ. ગોવર્ધનરામે પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખપદેથી (ઇ. સ. ૧૯૦૫) આપેલા ભાષણમાં એક એવું વિધાન કરેલું છે કે,

"ગુજરાતના આ આદિ કવિઓમાં આ જવાળાઓ ગુજરાત બહારના કોઇ પ્રસિદ્ધ નવા ધર્મપ્રવર્તકોમાંથી નથી આવી; કારણ કે તે સર્વ આ કલિયુગના આયુષ્ય પછી જન્મ્યા, અથવા ઉદય પામ્યા છે. (જુવો ઉપર "એ")* તેમજ સર્વ પ્રવર્તકોના ઉપદેશનાં બીજ નરસિંહ અને મીરાંનાં કાવ્યોમાં છે, અને આ બેની કીર્તિ ગુજરાત બ્હાર કાશ્મીર અને સમુદ્ર સુધી પ્રસરી હતી. આ બે વાત ધ્યાનમાં લઇએ છીએ ત્યારે ગુજરાતના આ બે રત્નોની અસર પ્રભાઓથી આ સર્વ પ્રવર્તકોને ઉપદેશ બીજ મળ્યાં છે, એવું ભાન થવાને પ્રસંગ છે."

આ ભાષણમાં બે વાત સ્વ. ગોવર્ધનરામે કરી છે. એક તો એ કે નરસિંહના કવનમાં ગુજરાત બહારના કોઇ પ્રસિદ્ધ નવા ધર્મપ્રવર્તક આચાર્યના ઉપદેશની અસર નથી. તેમ બીજું એક એની કીર્તિ ગુજરાત બહાર કાશ્મીરથી રામેશ્વર પર્યંત પ્રસરી હતી. આ બંને વિધાનો સામે "વસંત" માસિકમાં રા. રા. આનંદશંકર ભાઇએ પહેલે ટીકા કરી. પણ એ 'હર્ડો દૂધ બન્નેમાં પગ રાખવા જેવા' અનિર્ણીત લખાણમાં તેઓ કશું સિદ્ધ ન કરી શક્યા. તેથી "ગુજરાતી" પત્ર સાથે સ્વ. ગોવર્ધનરામનું ભાષણ ફરી છપાઇ ગ્રાહકોમાં વિના મૂલ્યે વ્હેંચવામાં આવ્યું ત્યારે પાદ ટીપ્પણમાં રા. આનંદશંકરભાઇની ટીકાનો સ્વ. ગોવર્ધનરામે જવાબ આપ્યો છે, અને

---

(*"નોટ-"એ" લાહોરમાં શીખ ગુરૂ નાનકનો જન્મ ઇ. સ. ૧૪૬૯ અને મરણ ૧૫૩૮ માં. વલ્લભાચાર્યનો જન્મ ૧૪૭૯ માં; બંગાળના નદીયામાં વૈષ્ણવ ગુરૂ ચૈતન્યનો જન્મ ૧૪૮૫ માં, કબીરજીનો ઉદય ૧૪૯૦ માં.")

તેમણે મીરાંબાઇ કે નરસિંહ મહેતા ઉપર ચૈતન્યની કે તેના અનુયાયી જીવા ગોસાંઇની અસર છે, એવું રા. આનંદશંકરભાઇનું વિધાન સ્વીકારવાની ના પાડી છે. તેજ પ્રમાણે કબીરની પણ અસર નરસિંહ મહેતા પર છે, એ વિધાન પણ સ્વીકાર્યું નથી.

આજે ફરી પાછી એની એજ ચર્વિતચર્વણ રૂપ વાત રા. કનૈયાલાલ મા. મુનશી લાવી રહ્યા છે, અને પોતે કરેલી શોધ કેમ જાણે સ્વતંત્ર અને અપૂર્વ હોય તેમ સિદ્ધ કરવાને મિથ્યા પ્રયત્ન કરી રહ્યા છે. આજે તેનો સુભાગ્યે રા. બધિકાના હાથે પૂરો ઘટસ્ફોટ થઇ જાય છે. કારણ કે રા. બધિકાએ જે પ્રમાણો આપ્યાં છે તે ચૈતન્યના જન્મ પહેલાનાં કેટલાંક છે, અને કેટલાંક તેઓ પોડીઆમાં રમતાં હશે ત્યારનાં છે. એટલે ચૈતન્યની અસર નરસિંહ ઉપર છે, એ વિધાન જરાએ ટકતું નથી.

બીજું નરસિંહ મહેતાને સમયચ્યુત કરવાનો રા. મુનશીનો અસમર્થ પ્રયત્ન પણ આ પ્રમાણોથી ધરાશાયી થઇ જાય છે. કારણ કે રા. બધિકાએ સં. ૧૫૦૬, ૧૫૨૫, ૧૫૩૪ અને ૧૫૪૯માં રચાયલા અને એક વાર છપાયલા એવા ગ્રંથોમાંથી પ્રમાણો આપીને રા. મુનશીની પોકળ દલીલો અને તર્કબાજીને ઉડાવી દીધાં છે.

આ કાર્યની સાથે સાથે, સ્વ. ગોવર્ધનરામે નરસિંહની કીર્તિ કાશ્મીરથી સમુદ્ર પર્યંત પ્રસરી હતી, એવું વિધાન કર્યું છે, પણ તે સંબંધમાં પ્રમાણો શાં છે તે તેઓએ દર્શાવ્યાં નહોતાં; તે ખોટ રા. બધિકાએ પૂર્ણ કરી છે. રા. બધિકાએ જે પૂરાવાઓ આપ્યા છે તે ગુજરાત કાઠિયાવાડ બહારના વિદ્વાનોના આપ્યા છે. અને તે પણ સામાન્ય પ્રચલિત ભાષાના જ્ઞાતાઓના ઉપરાંત સંસ્કૃત ભાષાના જ્ઞાતાઓનાં પણ આપ્યા છે. એક બાજુ દક્ષિણમાં પંઢરપુરના વિદ્વાનનો અભિપ્રાય તેમણે ટાંકયો છે. ને બીજી બાજુએ ઉત્તરમાં દિલ્હી, બાંધવગઢ, ગ્વાલીઅરના વિદ્વાનોનો મત રજુ કર્યો છે.

અમે ત્રિકમદાસના કાવ્યમાં મધ્ય હિંદના નાગપુરના એક કવિનો મત રજુ કર્યો છે (સં. ૧૭૦૭) જો કે તે નરસિંહ મહેતાનો સમકાલીન નહોતો. સાંભળવા પ્રમાણે શિખગુરૂ નાનકદેવજીએ ગ્રંથસાહિબમાં નરસિંહ મહેતાનો ઉલ્લેખ કર્યો છે. તેજ પ્રમાણે વલ્લભાચાર્યના પૌત્ર કલ્યાણરાયજીએ ગોકુળમાં રહે રહે સંસ્કૃત ટીકામાં નરસિંહ મહેતાનું નામ લીધું છે (સં. ૧૬૫૦). આ સર્વ પુરાવાઓ એ સિદ્ધ કરે છે કે નરસિંહની કીર્તિ ગુજરાત બહાર પ્રસરી હતી, અને સ્વ. ગોવર્ધનરામનો મત વાજબી હતો; અને રા. મુનશીનો અભિપ્રાય પાયા વગરનો છે.

**ધર્મદાસ, અને વિષ્ણુદાસ**,—આ બન્ને કવિઓએ હિંદી ભાષામાં પણ ઘણું સાહિત્ય લખ્યું છે, અને એ વિષે વિશેષ હકીકત જેમણે જાણવી હોય તેમણે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ છપાવેલા "હિંદી સાહિત્યનો ઇતિહાસ" એ નામના પુસ્તકના ૯૯ અને ૧૦૦ મા પાના ઉપરની હકિકત વાંચવી. એ ઉપરથી એટલું તો સમજાશે કે રા. બધિકા જણાવે છે તેમ આ બંને કવિલેખકો નરસિંહ મહેતાના સમકાલીન હતા. ઉક્ત ગ્રંથમાં લખ્યા પ્રમાણે વિષ્ણુદાસ વિ. સં. ૧૪૯૨ માં હતો, એટલે સં. ૧ માં તેઓ નરસિંહ મહેતાને મળ્યા અને સં. ૧૫૨૫ માં પ્રમોદ નામનો ગ્રંથ

સંભવિત અને સાચું છે. તેજ પ્રમાણે બાંધવગઢવાસી ધર્મદાસજી સં. ૧૫૧૭ માં કબીરના મૃત્યુ પછી તેની ગાદીએ આવ્યા હતા.

એજ ગ્રંથમાં પાને ૧૦૧ ઉપર અલિ ભગવાનજી સં. ૧૫૪૦ માં હૈયાત હતા એમ સ્પષ્ટ જણાવેલું છે. રા. બધેકાએ તેમના ગ્રંથોમાંથી નરસિંહ મહેતા સંબંધી તારણ શોધી કાઢ્યું છે.

આ સહુ સપ્રમાણ સંશોધન માટે તો ગુજરાતી સાક્ષરી જનતા તેમની ઋણી રહેશે, અને નાગરોમાં પણ વૈષ્ણવો તો તેમનો ઉપકાર માનવો પડશે. ભલું થજો મી૦ મુનશીનું કે તેમણે રા. બધેકાને ખોટા ઠરાવવા ચેષ્ટા કરી અને રા. બધેકાએ આ પ્રમાણો બહાર આણ્યાં.

## ☞ વાંચનારની સુગમતા માટે રા. બધેકાએ રજુ કરેલાં પ્રમાણોની ટુંક યાદી

| | ૧ રચ્યા વર્ષ સં. | ૨ ગ્રંથનામ | ૩ કર્તા | ૪ ભાષા | ૫ રહેવાસી | ૬ રચના સ્થળ |
|---|---|---|---|---|---|---|
| ૧. | ૧૫૪૯ | ભક્તિદર્પણ | ગોવિંદસ્વામી | સંસ્કૃત | પંઢરપુર | ઘોઘા |
| ૨. | ૧૫૩૪ | ધર્મધ્વનિ | ધર્મદાસ | હિન્દી | બાંધવગઢ | બાંધવગઢ |
| ૩. | ૧૫૩૦ | ગુરૂમહિમા | હરિસ્વરૂપાનંદ | સંસ્કૃત | ? | ? |
| ૪. | ૧૫૧૦-૪૦ | પ્રકીર્ણ દોહરા | અલીભગવાન | હિન્દી | દિલ્હી | દિલ્હી |
| ૫. | ૧૫૨૫ | વૈષ્ણવપ્રમોદ | વિષ્ણુદાસ | સંસ્કૃત | ગ્વાલીયર | ગ્વાલીયર |
| ૬. | ૧૫૦૬ | કેપાળ કાવ્ય | કેપાળ | સંસ્કૃત | રજપુતાના આદિ. | જુનાગઢ |

| | ૭ કર્તાની જાત | ૮ છપાયાનું વર્ષ ઇ. સ. | ૯ છાપ્યાનું સ્થળ | ૧૦ સંશોધક | ૧૧ છપાવનારઃ |
|---|---|---|---|---|---|
| ૧. | દક્ષણી | ૧૮૬૫ | કલકત્તા | ત. જગન્મોહન | ત. જગન્મોહન |
| ૨. | કબીરપંથી | ૧૮૭૬ | આગ્રા | વિશ્વેશ્વરપ્રસાદ (ફૈઝાબાદ) | બુઢામલસુત બારમલ |
| ૩. | સંન્યાસી | ૧૮૮૩ | પટણા | પં. રામમિશ્ર (બનારસ) | વા. નિરંજન નાથ. |
| ૪. | મુસલમાન | ૧૮૯૭ | મથુરા | ગુર્જરહિતકારી ત્રૈમાસિક. | ? |
| ૫. | વૈષ્ણવ | ૧૮૮૦ | કાશી | રમામસુંદર રામો આદિ. | બાબુ રાજેન્દ્રનાથ. |
| ૬. | ભોજક બ્રાહ્મણ | હસ્તલિખિત પ્રત-જેસલમીર જૈન સંગ્રહમાં નં. ૧૭૪ | | નકલ કરનારઃ પં. બદ્રીનારાયણ. | મળ્યું પાટણ (ગુજરાતમાં) |

સંપાદક "ગુજરાતી."

---

## સરસ્વતીના દરબારમાં

# મહેતા વિરુદ્ધ મુનશી

ન્યાયમૂર્તિ: સાક્ષરી ગુજરાતી જનતા

૧ વાદી મુનશી: સદર

૨ પ્રતિવાદી નરસિંહ મહેતા: સદર

૩ ચર્ચવાનો મુદ્દો: પર્વત મહેતાની વંશાવળી સાચી ઠરાવવા બાબત.

---

(લેખાંક: ૫ મો "ગુજરાતી" તા૦ ૨-૭-૩૩)

બીજા પ્રતિવાદી લેખક:-રા. નયનસુખરાય વિનોદરાય મજમુદાર,

બી. એ; એલએલ. બી. (અમરેલી–કાઠિયાવાડ)

સાહેબ, હાલમાં રા. કનૈયાલાલ મુનશીજી નરસિંહ મહેતાના કોયડાનો જે ઉકેલ આપણે 'ત્રિકમદાસના કાવ્ય અને ચરિત્ર'માં આપેલ છે તેની સમીક્ષા "કૌમુદી" માસિકમાં આપે છે. (જુઓ તેના એપ્રીલ તથા મેના અંકો) એમાં બીજી બાબતો પડતી મૂકી રા. મુનશીજીએ ૧૮ મી કલમમાં જે વંશાવળી વિષે અમુક પોતાના તર્કો લખ્યા છે, તેનો યથામતિ જવાબ લખું છું.

### (૧) ત્રિકમદાસના કાવ્યમાં છાપેલી વંશાવળી સાચી છે, તેનો વિશેષ પુરાવો

(૧) મુનશીજી એમ માનીને લખે છે કે જાણે અમેજ આ વંશાવળી જોડીને ઉભી કરી છે–ઉપજાવી કાઢી છે; પણ તેમાં તેની ભૂલ છે.

આ વંશાવળી તો "વડનગરા નાગર 'વૈષ્ણવ'નું વંશવૃક્ષ" કરીને એક દળદાર પુસ્તક છે, તેમાં પ્રથમ છપાઇ છે. તેમાં કુલ ૭૯ પાનાંમાં મૂળ પુરૂષ પુરૂષોત્તમદાસજી અને તેના પુત્ર પર્વતદાસજીના સમસ્ત વંશની વંશાવળી છાપેલી છે. આ સંવત ૧૯૫૯ (ઇ. સ. ૧૯૦૩) માં છપાયું છે. તેના સર્વથી પહેલા પાના ઉપ પ્રમાણે છાપ્યું છે:—

વડનગરા નાગર 'વૈષ્ણવ'નું વંશવૃક્ષ

એકઠું કરી છપાવી પ્રસિદ્ધ કરનાર–અમૃતલાલ જટાશંકર બુચ,

રહેવાશી (મૂળ જામનગર, હાલ રાજકોટ)

(બુચ, માંકડ, ઝાલા, છાયા, ધોળકીયા, અંજારીયા, જોશીપરા, રીંડા વંશવૃક્ષોના કર્તા)

તે પછી તે ચોપડીમાં અર્પણપત્રિકા છે, તેમાં તે પુસ્તક મુ. ભાઇ કલ્યાણરાય જેઠા બક્ષીને અર્પણ કરેલું છે; તેમાં લખેલું છે કે, "......તેમ આ "વૈષ્ણવ" અવટંકની વંશાવળી પ્રસિદ્ધિમાં મૂકવાને અને શક્તિમાન કરવાનું મહત માન લેવા દરેક રીતે આપ હક્કદાર છો એમ હું માનું છું તથા ગણું છું"......(છેવટમાં)......"આપનો તેમજ વૈષ્ણવ અવટંકની હકીકત પૂરી પાડનારા વૈષ્ણવ ગૃહસ્થોનો હું આ ઠેકાણે ઘણોજ ઉપકાર માની......ભૂલચુક માટે માફી માગું છું."

(સહી) અમૃતલાલ જટાશંકર બુચ

પછી "ઉત્પત્તિ"ના મથાળા નીચે પ્રસ્તાવના જેવું છે. તેના પાન ૩ ઉપર ૧૪ મા પારામાં લખેલું છે કે, "હાલ માંગરોળ, જુનાગઢ, વેરાવળ, પાટણ, ભુજ, માંડવી, રાપર, મોરબી, રાજકોટ, વઢવાણ, નવાનગર, ખંભાળીયા, પોરબંદર, વસાવડ વિગેરે જગોએ જે જે વૈષ્ણવ અવટંકનાં કુટુંબો છે તે બધાં પરબત મેતાના વંશમાં છે; કેમકે કૃષ્ણદાસના પુત્ર નરસિંહ મેહેતા પોતાની પાછળ પુરૂષ સંતતિ મૂક્યા વગર દેવલોક પામ્યા છે......

(સહી) અમૃતલાલ જટાશંકર બુચ

પછી ૩૫ પાનામાં કાઠિયાવાડમાં જૂદે જૂદે સ્થળે થઇ ગયેલા તથા હયાત જાણીતા વૈષ્ણવોનાં ટુંકમાં ચરિત્રો છે તે નીચે મુજબઃ—

(૧) માંગરોળથી જુનાગઢ પાના ૧—૧૧

જેમાં કવિ ત્રિકમદાસ ભવાનીદાસનું ચરિત્ર છે. ટુંકમાં પાનું ૫ મું.

(૨) માંગરોળથી કચ્છભુજ ૧૧—૧૬

(૩) મોરબીથી સાયલા ત્યાંથી વઢવાણ ૧૬—૧૭

(૪) મોરબીથી રાજકોટ ૧૮—૨૮

શ્રી. કલ્યાણરાય જેઠાભાઇ બક્ષીનું ચરિત્ર પાનું ૮૧૯ મું)

(૫) જામખંભાળીયેથી લીંબડી ૨૯

(૬) નવાનગર ૩૦

(૭) હાલ માંગરોળના ૩૦—૩૧

માંગરોળની ગોમતીવાવ સંબંધી લેખ અને પત્રવહેવાર ૩૧.

(૮) જુનાગઢ ૩૨—૩૫

૧ લા પાના ઉપર પુરૂષોત્તમદાસ, તેના બે પુત્રો પર્વતદાસ અને નરસિંહ મહેતાના પિતા કૃષ્ણદાસ—નો વંશવેલો છે. આ ઉપરથી મી૦ મુનશીને સમજાશે કે પર્વતદાસ કાકા અને નરસિંહ મહેતો ભત્રીજો થાય.

તે પછી વંશાવળી ૧ થી ૭૬ પાનમાં છે, તેનું પૃથક્કરણ નીચે પ્રમાણે છેઃ

| | |
|---|---|
| (૧) જુનાગઢ પાન. ૨, (૪—૫—૬) (૯—૨૮) ૩૦ (૬૯—૭૧) | |
| (૨) ઘોઘા, ભાવનગર, પાટણ પાન. ૨૯ | (૬) વઢવાણ (૩૭—૪૩) |
| (૩) રાજકોટ ૩, (૬૧—૬૨) ૭૪ | (૭) મોરબી (૪૪—૪૫) (૫૭—૬૦) |
| (૪) ભુજ (૭—૮) (૩૧—૩૫) ૪૯, ૭૬ | (૮) દ્વારકા—પોરબંદર ૪૬ |
| (૫) ખંભાળીયા ૩૬ | (૯) પોરબંદર ૪૭ |

(૧૦) પોરબંદર–ભુજ ૪૮ (૧૧) ભુજ–રાપર ૫૦ (૧૨) નવાનગર (૫૧–૫૬) (૧૩) રાજકોટ–નગર ૬૩ (૧૪) માગરોળ ૬૪, (૬૬–૬૮) (૧૫) માંગરોળથી પાટણ ૬૫ (૧૬) વસાવડ ૭૨ (૧૭) વસાવડ તથા રાજકોટ ૭૩, ૭૫

પાન ૧ ઉપર વંશાવળી છે તેમાં જેનો વંશ આપેલ છે તેજ જોવા વિનતિ છે.

ઉપર પ્રમાણે તે ચોપડીનું પૃથક્કરણ છે. હવે આ ઉપરથી સુજ્ઞ વાચકોને લાગશે કે સમસ્ત કાઠિયાવાડના વૈષ્ણવો પાસેથી ચોકડું કરી રાજકોટ–નગરના બુચ અવટંકના નાગર ગૃહસ્થે મોરબી–રાજકોટના બક્ષી (વૈષ્ણવ) શ્રી. કલ્યાણરાયભાઇની સહાયથી આ પુસ્તક છાપ્યું છે. એટલે તેમાં ત્રિકમદાસ ઉપર કે અમારી ઉપર જે કટાક્ષો મુનશીજી કરે છે તે તદ્દન ગેરવાજબી છે. **અમો કદાચ કૌટુંબિક ગર્વમાં તણાઇ જોડી કાઢીએ, પણ સમસ્ત કાઠિયાવાડનો વૈષ્ણવ બિરૂદધારી નાગર સમુદાય–એમ કરે એ કેવળ અસંભવિતજ છે. વળી બધાનો સમન્વય પરભ્રત મહેત્તામાં થતો હોવાથી અમારી વંશાવળી સત્ય અને વિશ્વસનીય ઠરે છે.** બધા સમસ્ત વૈષ્ણવ કુળની હકીકત જુદે જુદે ઠેકાણેથી પૂરી પાડનારા ખોટા, એ કહેવું એ તો અમારા જેવા ઇતિહાસના નમ્ર અભ્યાસીને તો ગળે ઉતરતું નથી. કદાચ રા. મુનશીજી જેવા ઇતિહાસનું ખુન કરી કલ્પનાના ઘોડાને આધારે ઐતિહાસિક વ્યક્તિઓનાં ચરિત્રોનાં ઇતિહાસથી ઇતર રીતે વર્ણન કરનારને પોતા જેવા બધાને માની લઇ ઉપરની વંશાવલિ ખોટી અવિશ્વસનીય તરકટી લાગે તો તેમાં દોષ કોનો, એ સમજી શકાય તેવું છે.

આ ઠેકાણે "ગુજરાતી"ની સને ૧૯૨૪ની ૪૦ મી ભેટ, સાક્ષરશ્રી ઠક્કર નારાયણ વિસનજીકૃત **"મહારાણી મયણલ્લા અથવા ગુજરાતની માતા"** નામના પુસ્તકમાં કર્તાએ લખેલા ઉપોદ્‌ઘાતમાંથી રા. મુનશીજી સંબધે રા. રામચંદ્ર શુકલની ટીકા વાંચવાની ભલામણ કરૂં છું.

## (૨) પર્વત મેહેતા અને નરસિંહ મેહેતા વચ્ચે કાકા–ભત્રીજો સંબંધ

મહારાણી મયણલ્લાની વાર્તાના ઉપોદ્‌ઘાતમાં ઘણું ઘણું કહેવાયલું છે, તે બધું જ અહીં લખવાની જરૂર નથી. તે તરફ ધ્યાન ખેંચવાનો હેતુ એટલોજ કે વાંચકવૃંદને રા. મુન્શીજીની "ઇતિહાસ" સંબંધી કેવી sense–બુદ્ધિ અગર માન્યતા છે તેનું ખરૂં ભાન થાય. આવા મુનશીજી, ત્રિકમદાસ જેવા સત્યપ્રિય ભક્તવર્ય પુરૂષ સંબંધે ટીકા કરવા યોગ્ય છે ખરા ? નહીં જ. વૈ. ત્રિકમદાસનાં "ગુજરાતી"ના તંત્રી રા. નટવરલાલ દેસાઇએ છપાવેલાં પદો વાંચનારને તેના ખરા ચારિત્ર્યનો સંપૂર્ણ ખ્યાલ આપશે. એટલે હું–તેનો એક વંશજ–તે સંબંધે અત્રે વધુ લખતો નથી. શ્રી ત્રિકમદાસે પોતાના કુળમાં પરંપરાથી ચાલતા આવેલા ઇતિહાસ પ્રમાણે માંગરોળમાં (જુનાગઢમાં નહિ) પરવત મેહેતાને ત્યાં સં. ૧૫૦૧ (માગસર સુદ ૬ ને બુધવાર) શ્રીરણછોડજી પધાર્યા એમ લખ્યું છે, એટલું જ નહિ પરંતુ પર્વત પચીસીના પહેલાજ પદમાં એમ લખ્યું છે કે–

**જીરણગઢ મંગળપુર વાસ, નરસિંહ નાગર પરવતદાસ,**
**એકનાં કારજ આપ્યાં હરી, એકને ઘેર પધાર્યા હરિ.**

એકજ કડીમાં નરસિંહ મેહેતા તથા પર્વતદાસનું નામ લખેલું છે, તે એમ જતાવી આપે છે કે તેઓ બન્ને સગપણસંબંધમાં હતા અને સમકાલીન પણ હતા. જો તેવું નહોત તો ત્રિકમદાસ એક કડીમાં તે બેહનું સાથે નહીં લખત. શ્રી. ત્રિકમદાસે પર્વત સાથે શા માટે બોડાણાનું કે તુકારામ જેવા ભક્તનું નામ ન લખ્યું?

વળી શ્રી. ત્રિકમદાસની દૃષ્ટિએ પરવત મેહેતા તથા નરસિંહ મેહેતાનો કાકા ભત્રીજા તરીકે સંબંધ પોતાનેજ નહીં પરંતુ સમસ્ત વૈષ્ણવ કુળને (self-evident) સ્વયંસિદ્ધ જાણીતો હોય, તે વિષે તેને ઉલ્લેખ શા માટે કરવો પડે? શ્રી. ત્રિકમદાસને ખબર ન હતી કે પોતાની પછવાડે ૧૩૫ વર્ષે "ઇતિહાસનું ખુન કરનાર" કોઇ એક મુનશીજી જેવા વકીલ નર, આ પદમાં પરવત મેહેતા તથા નરસિંહ મેહેતા વચ્ચે કાકાભત્રીજાનો સંબંધ હતો એમ સ્પષ્ટ નથી લખ્યું, માટે એઓ કાકાભત્રીજા ન હતા એમ કુતર્ક કરશે. નહિતર શ્રી. ત્રિકમદાસજી સમસ્ત વૈષ્ણવ કુળને self-evident એવી આ વાત જરૂર ફોડ પાડીને લખતે!

શ્રી. ત્રિકમદાસ એક એવી વ્યકિત હતી કે જેણે એમ લખ્યું છે કે **"ત્રિકમદાસ તણામુખથી કેમ અવળા અક્ષર નીકળશે?"** આવું લખવાની પણ નૈતિક હિમ્મત જોઇએ અને તે સમજવાની પણ સ્વામી તેવી શકિત જોઇએ. જેમ મહાત્મા ગાંધીએ હાલ હરિજન સંબધે અપવાસ કરવાનું વ્રત લીધું હતું તેનું રહસ્ય સામાન્ય જનતા ન સમજી શકે, પણ તેની કોટીએજ પહોંચેલાથી સમજી શકાય તેવું છે, તેજ પ્રમાણે શ્રી. ત્રિકમદાસ જેવી ભકત કોટીની વ્યકિત માટે છે; છતાં તેને કેવળ પોતાના વંશનું ગૌરવ વધારવા, ભટ્ટ પ્રેમાનંદ માફક ફકત કવિતા લખનાર અગર પોતા જેવી ઇતિહાસનું ખુન કરનાર વ્યકિત માનવા, એ તો મુનશીજી જેવાથીજ બને.

## (૩) એક પેઢીનો સમય કેટલો?

શ્રી. ત્રિકમદાસજી ચોખ્ખું પોતાના ગુજરાતી પદ ૧૭ માં લખે છે કે—**"દશ પેઢીથી દેશ વજ્રતી આરે શીશ તમારી છાપ"** એટલે કે પરવત મેહેતાથી પોતે દશમા હતા, એ નિર્વિવાદ સિદ્ધ થાય છે. આંહી મુનશીજીને (૩૬.૭ નહીં, તેની ભૂલ છે પણ) એક Generation—પેઢીની ૩૫.૭ (૩૫।।।) ની સરેરાશ સાલે છે અને તે અસંભવિત માને છે. તેઓની માન્યતા એવી લાગે છે કે હદ તો ૩૦ વર્ષથી વધુ સરેરાશ ન હોવી જોઇએ. શા કારણે ૩૦ વર્ષથી વધુ ન હોય તે તો મુનશીજી જાણે. કદાચ પોતાનો નરસિંહ મેહેતા સંબંધેનો માની લીધેલો કાળ ખોટો ઠરે છે તેથી એમ હશે, તો પણ માણસની એક Generation—પેઢીના કાળ માટે અંગત માન્યતા ગમે તેમ હોય પણ આ રીતે facts—હકીકત મોજુદ છે અને તેજ ત્રીશ ઉપર સરેરાસ બતાવે છે, એટલે તેની અવગણના કરવી—એ તો મુનશીજી જેવા ઇતિહાસ તરફ આંખમીંચામણા કરનારથીજ થાય. જો મુનશીજી સંવત્ ૧૪૩૩ થી સંવત્ ૧૯૫૧ (મારો જન્મ) સુધીનાં ૫૧૮ વર્ષ ગણી તેને (૧૦+૬)=૧૬ સોળે ભાગશે તો સરેરાશ ૩૨। વર્ષ ઉપર આવશે. જેથી મુનશીજીને હવે બહુ ખટકવું નહીં પડે, તથા તેમની માનીતી સંખ્યા ત્રીશની લગોલગ આળો આવી જશે.

## (૪) તવારીખે સોરઠ—એ સાચો ઇતિહાસ છે

ઉપર પ્રમાણે શ્રી. ત્રિકમદાસ સંબધે લખ્યા પછી શ્રી. રણછોડજી દીવાનકૃત 'તવારીખે સોરઠ' સંબંધે ફકત એટલુંજ લખું છું કે, inspite of Mr Munshi,

રા. મુનશીની માન્યતા ગમે તેવી હોવા છતાં તે ગ્રંથ આ બાજુ પ્રમાણભૂત મનાય છે અને તેથી કરીનેજ વેસ્ટર્ન ઇંડીયાના આર્કીઓલોજીકલ સર્વેયર મી૦ બર્જેસ સાહેબ જેવા યુરોપીયન સ્કોલરે તેનું ભાષાન્તર ઇંગ્રેજીમાં કરવાનું ઉચિત ધાર્યું, એટલું જ નહીં પણ Wilberforce Bell (વીલ્બરફોર્સ બેલ) જેવા કાઠિયાવાડનો ઇતિહાસ લખનાર પોલીટીકલ ઓફીસરે પણ તે ગ્રંથને અવિશ્વસનીય માન્યો નથી. તેથી તેમાં વર્ણવેલી રા' મંડલિક તથા નરસિંહ મહેતા સંબંધિની ઘટના કેવળ કિંવદતીને આધારે લખી છે એ માનવું મુશ્કેલ પડે છે. કારણ ખરા ઇતિહાસના અભ્યાસીને એક નવલ કથાકાર માફક કલ્પનાના ઘોડા દોડાવવાના નથી, એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે.

## (૫) વિશ્વનાથ જાનીની અજ્ઞાનતાનું કારણ

વિશ્વનાથ જાનીએ પરવત મહેતા તથા નરસિંહ મહેતાના સગપણસંબંધ વિષે લખ્યું નથી, માટે તે કાકાભત્રીજા ન હતા એમ અનુમાન વકીલ મુનશીજી કાઢી શકે; કારણ તેને પોતાની થીયરી (theory) સાબીત કરવી છે. પણ તેને પણ બીજી બાજુ છેજ. વિશ્વનાથ જાનીને તે સગપણસંબંધની ખબર ન હોય એ બનવાજોગ છે અને તેવું વ્યવહારમાં બને છે પણ ખરૂં. દાખલા તરીકે જુનાગઢના પ્રખ્યાત દીવાન અનંતજી ભાઇના જીવનચરિત્રકાર ભવાનીશંકર નરસિંહરામે, અનંતજીભાઇના કુટુમ્બની ચઢતી શ્રી. ત્રિકમદાસના કુટુમ્બના આશ્રયને આભારી હતી એમ લખી, તેમાં ત્રિકમદાસના કુટુમ્બને અને અનંતજીભાઇના કુટુમ્બને શો સગપણસંબંધ હશે, તેની તેને ખબર ન હોવાથી, જાણે શ્રી. ત્રિકમદાસના કુટુમ્બે એક ત્રાહિત તરીકે પોતાના જ્ઞાતિબંધુને મદદ આપી હોય, એવું વર્ણન કર્યું છે. પણ વસ્તુસ્થિતિ એવી હતી કે શ્રી. ત્રિકમદાસના બાપ, અનંતજી ભાઇના દાદાના સગા મામા થતા, તેથી લેખકની આ અજ્ઞાનતાને લીધે તેણે ન લખ્યાથી એ બે કુટુમ્બો વચ્ચે જે સગપણસંબંધ હતો તે ન હતો એમ ઠરતું નથી. તેજ પ્રમાણે વિશ્વનાથજી ઠેઠ ગુજરાત પાટણવાસી સંબંધે ગણી લેવું એ વધારે ન્યાયી થશે.

સાહેબ ઉપર પ્રમાણે હાલ તો આ લખાણ પૂરૂં કરી રા. મુનશીજીને પોતાનો દુરાગ્રહ છોડી, જે ઐતિહાસિક સત્ય છે તે સ્વીકારી લેવાનું સૂચવી વિરમું છું. ઇત્યલમ્.

---

( લેખાંક: ૬ ઠ્ઠો. "ગુજરાતી" તા૦ ૯-૭-૩૩ )

## (૬) ભક્તકવિ દયારામ વિષે પણ રા. મુનશીના કુતર્કો

અહીંની (અમરેલીની) લાઇબ્રેરીમાં એક દિવસ જતાં "શ્રીદયારામકૃત કાવ્ય મણિ-માળા ભાગ ૫ મો" (પહેલી આવૃત્તિ સં. ૧૯૮૫) ટેબલ ઉપર પડેલો જોયો. તે ઘેર લાવી વાંચતાં અનાયાસે પ્રસ્તાવનામાં આપણા શ્રી મુનશીજીનું ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમાં, એક વધુ પરાક્રમ મારી દષ્ટિગોચર થયું. એટલે મને સહજ વિચાર થયો કે આ સ્થળે વાંચનારાઓનું તે તરફ ધ્યાન ખેંચવું વાસ્તવિક છે, કારણ જો કે રા. મુનશીજી વિદ્વાન મોટા માણસ છે, તો પણ તેમની બુદ્ધિ વારંવાર કુતર્કો ઉઠાવી, તેમને ખોટા અનુમાનો કરાવી, પછી કેવા દુરાગ્રહથી તેને પકડી રાખે છે; એ વાત ગુજરાતની સાક્ષર જનતા કદાચ ભૂલી ગઇ હોય તો પુનઃ યાદ લાવી, શ્રીનરસિંહ મહેતાના સમય સંબંધમાં હાલ ચાલતી ચર્ચાની તુલના કરવામાં ધ્યાન રાખે.

સદરહુ પુસ્તકના પાના ૧૭ ઉપર "પ્રકાશ યુગ" નામના મથાળા નીચે શ્રી. વસંતરામ શાસ્ત્રીએ એક પ્રસ્તાવના રૂપે લેખ લખ્યો છે, તે વાંચવાની "ગુજરાતી"ના સહૃદયી વાંચનારાઓને તથા અન્ય સાહિત્યપ્રિય લેખકો વગેરેને મારી ભલામણ છે. એમાં રા. મુનશીએ ભક્ત કવિ દયારામ વિશે તેને 'પ્રણયી કવિ' ઠરાવીને જે કુતર્કો ફેલાવ્યા છે તેનો શ્રી. વસંતરામ શાસ્ત્રીએ સારો જવાબ આપ્યો છે.

દયારામ કાવ્ય મણિમાળા ભાગ ૫ મા માંથી રા. વસંતરામ શાસ્ત્રીનો જવાબ વાંચવાની ભલામણ કરવામાં મારા બે હેતુઓ છે. એક તો રા. મુનશીજી નરસિંહ મેહેતાના સમય વિષેના પ્રશ્નની ચર્ચામાં પોતે જાણે શુદ્ધ ભક્તિનું તત્ત્વ જાણતા હોય એમ બણગાં ફુંક્યાં છે તે કેટલું પોકળ છે તે બતાવવાનો તથા બીજો હેતુ મારા આગલા લેખમાં બતાવ્યું છે, તેમ ગુજરાતી સાહિત્યના "ઐતિહાસિક નવલકથા"ના પ્રદેશમાં "દુમા"ની ફ્રેન્ચ નવલકથાની કાયા પલટાવી, ગુજરાતી ઇતિહાસમાં આણી, તર્કના ગોળા ફેંકી ઐતિહાસિક વ્યક્તિઓને અસત્ય રીતે ચીતરનાર રા. મુનશીજીએ આપણા ગુજરાતી સાહિત્યના બીજા એક પ્રખર ભક્ત કવિ વિષે પણ સત્ય તરફ આંખમીંચામણાં કરી તર્કના પરપોટા ઉડાડી કેવો છબરડો વાળ્યો છે, એ બતાવવાનો છે; અર્થાત્ સત્યનું ખૂન કરી પોતાના કદાગ્રહને વળગી રહેવું એ રા. મુનશીજીની ખાસીયત–આદત લાગે છે.

## (૭) વલ્લભદાસનું કાવ્ય

એટલી યાદી ઉપોદ્ઘાતમાં આપી જણાવવા રજા લઉં છું કેઃ મેં મારા પહેલા લેખમાં બતાવ્યું છે કે શ્રી. નરસિંહ મેહેતા તથા પરબત મેહેતા વચ્ચેનો સગપણસંબંધ તેના વંશજ તરીકે પોતાને self-evident હોઇ ત્રિકમદાસને તે લખવા પ્રયોજન ન હતું; કારણ સને ૧૯૩૧ ના ફેબ્રુઆરીના "બુદ્ધિપ્રકાશ"માં પા. ૬૦ ઉપર રા. હીરાલાલભાઇ લખે છે, તેમ, ત્રિકમદાસે પરબત પચ્ચીશી રચી છે એનો આશય પોતાના પૂર્વજનું ગૌરવ ચીતરવા કરતાં એક ભક્તજનનું હૃદય અને મનોભાવ અનુભવવાનું અને તેના ગુણગાન કરવાનો વધુ હતો. વળી તેજ લેખમાં મેં સૂચવ્યું છે તેમ વિશ્વનાથ જાની ત્રાહિત હોઇ તેને નરસિંહ તથા પર્વત વચ્ચેના સગપણ સંબંધની માહિતી ન હોય એ બનવા યોગ્ય છે, અગર તો સગપણસંબંધ સર્વત્ર જાણીતો હોવાનું સમજીને તેનો ઉલ્લેખ કરવાની જરૂરત ન જોઇ પણ હોય. તેથી જ તેના કાવ્યમાં એ બાબત ઉલ્લેખ નથી જણાતો. પરંતુ આ બે ભક્તો વચ્ચે કાકા ભત્રીજાનું સગપણ હતું એનું સાહિત્ય પ્રમાણ રા. હીરાલાલભાઇ "બુદ્ધિપ્રકાશ"ના તેજ અંકમાં પાના ૬૬ ઉપર લખે છે તેમ "વલ્લભદાસ" નામના એક કવિએ રચેલ 'નગર ખંડ તથા શામલદાસના વિવાહ' નામના કાવ્યમાંથી મળી આવે છે. વળી રા. મુનશી લખે છે તેમ કવિ વલ્લભદાસ કે વિશ્વનાથ જાનીના જૂનાગઢવાળા પર્વત મહેતા અને ત્રિકમદાસના માંગરોળવાળા પર્વત મહેતા, એ તે જૂદી જૂદી વ્યક્તિઓ નથી, પણ એક જ વ્યક્તિનાં નામો છે. વલ્લભદાસ કવિના આ કાવ્યની સં. ૧૮૭૦ માં મોરબી મુકામે ભટ્ટ સાહેબજીના હસ્તથી લખાએલી એક પ્રત અમારી પાસે છે, જે અમે "ગુજરાતી"ના તંત્રી, રા. નટવરલાલને બતાવી છે અને તેની એક નકલ તેમને છાપવા માટે ઉતારી પણ આપી છે.

## વંશવૃક્ષની સત્યતા વિષે વધુ પ્રમાણ

જો કે આ કાવ્યમાં પરવત મેહેતાને ત્યાં શ્રી રણછોડરાયજી સંવત ૧૪૮૪ માં જૂનાગઢ મુકામે પધાર્યાનું લખેલું છે, તો પણ તે બીજા પુરાવાથી ભૂલભરેલું છે એમ સાબીત થઈ શકે છે. પરંતુ પ્રસ્તુત વિષયની ચર્ચામાં તે મહત્વનું ન હોઇ આ જગ્યાએ તે બાબત વિવેચન કર્યું નથી. વળી વિશેષ જાણવા જેવું તો એ છે કે આ કાવ્યમાં શ્રી નરસિંહ મેહેતાના જીવનના મુખ્ય મુખ્ય પ્રસંગો સંબંધે જે જે વર્ષો આપેલાં છે તે બધાં નરસિંહ દાદાજીના "વૃદ્ધમાન્ય" કાળને જ ટેકો આપનારાં છે. એટલે કે આ કાવ્યથી રાજકોટવાળા રા. અમૃતલાલજીના વૈષ્ણવ વંશવૃક્ષની સત્યતા નિઃસન્દેહ પ્રતિપાદન થાય છે.

### (૮) ભક્ત અનંતપ્રસાદજીનો ટેકો

"અનંતપદસંગ્રહ" નામે પુસ્તકમાં નામ૦ હડાળા દરબાર સાહેબ તરફથી સદ્. શ્રી. અનંતપ્રસાદ ત્રિકમલાલ વૈષ્ણવનાં પદો બહાર પડયાં છે. આ પુસ્તકની શરૂવાતનાં પહેલા પાનામાં શ્રી. અનંતપ્રસાદજીએ પોતે લખેલું પોતાનું આત્મિક જીવનવૃત્તાન્ત છાપેલું છે. તેના પહેલા પાના ઉપર સ્વ. રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળાએ શોધખોળ કર્યા પછી "ત્રિમાસિક પ્રાચીન કાવ્ય"ના અંક ૩ સને ૧૮૮૫ માં નરસિંહ મેહેતાનું જે ચરિત્ર લખેલું છે તેનો ઉલ્લેખ કરી અનંતપ્રસાદજીએ રા. બ. કાંટાવાળાના જ શબ્દો ટાંકયા છે કે-(પાના ૨.)

"વિષ્ણુદાસને બે પુત્રો હતા, પર્વતદાસ ને કૃષ્ણદાસ. કૃષ્ણદાસને ત્રણ પુત્રો, જીવણરામ, નરભેરામ અને નૃસિંહરામ (નરસિંહ મેહેતા). નરસિંહરામના પુત્રનું નામ શામળદાસ. શામળદાસથી મેહેતાના કુટુંબનો નિર્વંશ ગયો." આગળ લખે છે કે, "કૃષ્ણદાસના ત્રણ પુત્રો જીવણરામ, નરભેરામ અને નૃસિંહ મેહેતા, એ ત્રણેનો નિર્વંશ ગયો છે. માત્ર પર્વત મહેતાનો વેલો વૃદ્ધિ પામ્યો." બીજે ઠેકાણે લખેલ છે કે:—"અમરેલીના મજમુદાર જેઓ ગાયકવાડી રાજ્યમાં પ્રખ્યાત છે તે બધા પર્વત મેહેતાના વંશજ છે, અને તે સિવાય પણ એમના વંશમાં ઘણાંજ કુટુંબો છે, જેનો એક આખો આંબો કચ્છ તથા કાઠિયાવાડની તમામ શાખાઓ ભેગી કરી મારા વૈકુંઠવાસી કાકા પ્રભુલાલે બનાવ્યો છે."

તે વંશાવળીની કવિતાજ યાદ રહેવા બનાવી રાખી હતી; અને તે વિષે પણ આ ઠેકાણેજ ઇશારો હોઇને અમે તેજ પર્વત વંશમાં છીએ એમ આ લખનાર (અનંતપ્રસાદજી) સુદ્ધાંને માટે નીચેના શબ્દોમાં જણાવ્યું છે:

"આ પેઢીનામું કોઈ પ્રભુદાસે કવિતામાં કરેલું છે + + + એ પ્રભુદાસ કદાચ પેઢીનામામાં આવેલા પર્વતદાસથી ૧૧ મા પુરૂષ પ્રભુલાલ હશે."

(આ વાત બરાબર છે અને તેની ખાત્રી તેમને પણ થઇ હોય તેમ જણાય છે,) કારણ આગળ જ તેઓ લખે છે કે:—

"પ્રભુલાલ ને તેમના ભાઇ ત્રિકમલાલ માંગરોળના વતની છે અને રાંધનપુરમાં રહે છે. રાણકદેવીની સુંદર ગાથા બનાવનાર અનંતપ્રસાદ એ ત્રિકમલાલના પુત્ર થાય." (આ અવતરણો અનંતપ્રસાદજીએ રા. હરગોવિંદદાસ કાંટાવાળાના લેખમાંથી કરેલા

આ પ્રમાણે સદ્ગત શ્રી. અનંતપ્રસાદજી લખે છે: આ પ્રભુલાલજી બેતાલીસ વર્ષની વયે સંવત ૧૯૨૬ માં (જુઓ વૈષ્ણવનું વંશવૃક્ષ પાનું ૬૭) એટલે કે આજથી ૬૩ થી પહેલાં તો ગુજરી ગયા છે. તેથી તે પહેલાં તેણે ૧૦-૧૨ વર્ષ અગાઉ આ "આંબા" વિષે કવિતા રચી હોય તો પણ તે તે નિદાન ૭૫ વર્ષ થયાં હોઇ, તે રા. આનંદશંકરભાઇએ સંવત ૧૯૬૧ માં નૃસિંહ મેહેતાના કાળ સંબંધે ચલાવેલીથી જે "કોયડો" ફેરવ્યો તેની પહેલાં એટલે કે આ સવાલ ઉપસ્થિત થયા પહેલાં—આશરે ૫૦ વર્ષ અગાઉ રચાયેલો હોવાથી તેના ખરાપણા વિષે શંકા લેવા કાંઇ કારણ નથી અને આ આંબો રા. અમૃતલાલ જટાશંકર બુચે છપાવેલા વૈષ્ણવ વંશવૃક્ષને સંપૂર્ણ મળતો હોઇ તે વંશવૃક્ષ પણ વિશ્વસનીય ઠરે છે.

## એક શંકા અને તેનું સમાધાન

અત્રે કોઇ શંકા કરશે કે કચ્છ—કાઠિયાવાડના સમસ્ત વૈષ્ણવ કુળનું આ વંશવૃક્ષ તે "આંબા" ઉપરથીજ રા. અમૃતલાલજીએ લખ્યું છે, તો તે શંકા નિર્મૂળ છે. જો રા. બુચે તે વંશવૃક્ષ, કેવળ આ આંબા ઉપરથી લખ્યું હત તો જરૂર તે વિષે નોંધ લેત, કારણ કે તેને આ 'આંબા' વિષે ઉલ્લેખ ન કરવાને કાંઇ કારણ ન હતું. ઉલટ તેઓશ્રીને આ આંબા વિષે કશી ખબર ન હતી એમ અનુમાન થાય છે. કારણ કે વંશવૃક્ષના પ્રથમના ૩૦ મે પાને તેઓશ્રીએ પ્રભુલાલજીની ટુંકી જીવન નોંધ લીધી છે, તેમાં "આંબા" વિષે કવિતા રચ્યાની હકીકત લખી નથી. વળી રાજકોટવાળા રા. અમૃતલાલભાઇએ આ વંશવૃક્ષ સં. ૧૯૫૯ માં એટલે કે આ પ્રશ્ન સં. ૧૯૬૧ માં ઉપડયા પહેલાં છાપેલું છે, એટલે તેના ખોટાપણા વિષે આક્ષેપ કરવાને સ્થાનજ નથી.

વળી અત્રે વાચકવર્ગે એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે એ વંશાવળી એક નાગરકુળની છે અને દ્વેષથી બીજા ગમે તે કહે તોપણ સૈંકડો વર્ષથી નાગરો પોતાની કેળવણી તથા સંસ્કૃતિ વિષે જાણીતા છે, એ વાત ઇતિહાસપ્રસિદ્ધ છે. આવા નાગરોને ત્યાં પોતાના બાપદાદાનાં પેઢીનામાં પરંપરાથી ઉતરી આવેલાં હોય એમાં નવાઇ નથી અને તેણે કરીને જ્યારે અમૃતલાલભાઇને જરૂર પડી ત્યારે એકલા જુનાગઢમાંથીજ નહિ પરંતુ સમસ્ત કચ્છ—કાઠિઆવાડનાં શહેરો—ભુજ, રાજકોટ, નગર, ખંભાળીયા, વસાવડ, વેરાવળ, પાટણ, મોરબી, પોરબંદર, દ્વારકા, માંગરોળ વગેરે સ્થળોથી માહિતી મળી શકી. આવી માહિતીના પરિણામ રૂપ વૈષ્ણવ—વંશવૃક્ષને અવિશ્વસનીય કહેવાની ધૃષ્ટતા રા. મુનશીજી જેવા તર્કબાજો જ કરી શકે.

## (૯) કવિ રંગીલદાસનું પ્રમાણ

જો કે "પર્વત પચ્ચીશી"માં ત્રિકમદાસ નરસિંહ મેહેતા તથા પરબત મહેતા વચ્ચે સગપણસંબંધ સ્પષ્ટ રીતે નથી લખતા, કારણ કે તેને તો તે સ્વયંજ્ઞાત સુપ્રસિદ્ધ હતો, તો પણ તેના દીકરા રંગીલદાસ (ગુજર્યા સં. ૧૮૮૪) પોતાના "દ્રૌપદી પટ્ટ વિધાન" કાવ્યમાં (સં. ૧૮૭૮ માં) લખે છે કેઃ—

કુંડળીઓ

"૮વસુ, ૭સમુદ્ર, ૮અદ્રિ, ૧શશી, અર્જુન સંજ્ઞિક માસ,
તિથિ તીજ રવિવારકો, ભયો ગ્રંથ સુપ્રકાશ,

ભલો ગ્રંથ સુપ્રકાશ સરસ સોરઠ ગઢ જૂના,
નાગર નરસિંહ ભકત સુજગતપ્રસિદ્ધ નિપુના,
તિન કુલ ત્રિકમદાસ, યથામતિ ગાયો સુયસુ,
શ્રી વલ્લભકુલપદ પ્રસાદ, પાયો સરવ બસુ."

આમાં "તિનકુલ ત્રિકમદાસ" એ શબ્દો બતાવી આપે છે કે તેઓ બે એક જ કુલમાં થયેલા હતા.

વળી "સ્તુતિમાલા" તે જ રંગીલદાસની રચેલી છે, તેમાં વળી લખે છે કે (૧૧૮ મી કડી)

"તિણુની કુલ નાગર નિપટ, નરસૈ અતિ મતિ છીન,
દામોદર ઉર હાર નિજ, જગત વિદિત તિંહી દીન."

એ પ્રમાણે હાર દીધાનો પણ ઉલ્લેખ છે.

## કીસનગઢવાળું ચિત્ર

આ સ્થળે રા. વસંતરામ શાસ્ત્રીએ મુનશીને આપેલા જવાબમાં જે કીસનગઢવાળા નરસિંહ દાદાજીના ચિત્ર સંબંધે ઉલ્લેખ આપ્યો તે તરફ ધ્યાન ખેંચી લખવા રજા લઉં છું કે તેનું વર્ણન વાંચતાં જ રા' મંડલિક વૈષ્ણવ હતો, છતાં નરસિંહ મેહેતાને સતાવી હારપ્રાપ્તિનો પ્રસંગ કેમ પ્રાપ્ત કર્યો, એ બાબતનો આપોઆપ ખુલાસો થઇ જશે.

## (૧૦) ભક્તિની એ જવાળા કયાંથી પ્રકટી ?

અત્રે "ભકિતની એ જ્વાળા કયાંથી આવી ?" એ વિષે બે બોલ લખવા મારૂં મન લલચાય છે. શ્રી. નૃસિંહ દાદાજીમાં જે પ્રકારની ભકિત હતી તે કયાંથી આવી એ સંબંધની સાક્ષરોની કડાકૂટ અમોને તે નકામી લાગી છે. સાક્ષરો ફકત objectively બાહ્યનો જ વિચાર કરે છે, તે શા માટે subjectively, subjects નો અર્થાત્ નૃસિંહદાદા ખુદનો વિચાર નહીં કરતા હોય, એ સમજી શકાતું નથી.

રા. મુનશીજી કૌમુદીના (જુન) પોતાના લેખમાં કબુલ કરે છે કે તે ચૈતન્ય કે રૂપ ગોસાઇની અંગત પ્રેરણાથી ભકત નહતા થયા, તથા તેણે તે સંપ્રદાય સ્વીકાર્યો હતો, એ પણ તેનું કહેવું નથી. તો પછી શું એકલા તેજ સંપ્રદાયના ભટકતા ભકતો–સંતોની પ્રેરણાથી નરસિંહ આવા દિગંતવિજયી ભકત થઇ પડયા ? આ પ્રમાણે માનવું મુશ્કેલ થઇ પડે છે. શું તેનું કાંઇ બીજું વધારે પ્રબળ કારણ નહોતું ?

દલીલ ખાતર કદાચ માનો કે એ જ સંપ્રદાયની પ્રેરણાના વાતાવરણમાં નરસિંહ જન્મેલા તો તે વખતે શું ગુજરાત–કાઠિયાવાડમાં બીજા ભકતો એટલે કે ભક્તિયોગ માનનારા નહતા ? બીજાઓએ પણ તે જ પ્રેરણા ઝીલી હોવીજ જોઇએ તો પછી તેઓ કેમ નરસિંહ જેવા ન થયા, એ સમજાતું નથી. મુનશીજીના માનીતા ભીમ, શ્રીધર વગેરેએ કેમ ચૈતન્યના સંપ્રદાય પછી જન્મ્યા છતાં ભારત ગજવ્યું નહિ ?

રા. મુનશીજી કહે છે તેમ નરસિંહને ૭૦ વર્ષ મોડા લેખીએ તો પણ નરસિંહના જેવા ઝળકતા તારા તો કયાંઇ દષ્ટિગોચર માલમ પડતા નથી. આગળ પાછળ ખુબડકો જ કેમ ? મારી બુદ્ધિ પ્રમાણે તો તેનો એક જ ખુલાસો છે. Conjunction and

born every day. Nepoleons, Caesors and Alexanders or in the field of religion also saints and prophets are born at rare intervals.

અત્યારે આ ગાંધીયુગના હિંદમાં જુઓ તો શું દેખાય છે! બીજા સત્યાગ્રહની ચળવળમાં ભાગ લઇ જેલમાં જઇ ખાદી ટોપીધારી પોતાને ગાંધીજી માનતા હોય તો ભલે; પણ શું કોંગ્રેસ પક્ષી કે મવાલ પક્ષના, શું હિંદુ કે મુસ્લીમ, શું સનાતની કે સુધારક, બધા ગાંધીના તેજ આગળ ઝાંખા લાગે છે, એટલું જ નહિ પણ તેઓ સર્વે મુક્તકંઠે કે આડકતરી રીતે પણ સ્વરાજ્યની ચાવી–હિંદની ચાવી તેના હાથમાં છે, એમ સૂચવી તે કદાચ પરલોકની મુસાફરીએ જશે તો પછવાડે શૂન્ય છે, એમ પોતાના વર્તનથી પૂરવાર કરે છે. એટલે કે જે કંઇ છે તે તેના 'વ્યક્તિત્વ'માં છે, એ નિર્વિવાદ સિદ્ધ થાય છે.

## નરસિંહનું વ્યક્તિત્વ

નરસિંહ દાદાજીમાં પણ તેવું "વ્યક્તિત્વ" હતું. તેને માટે ચૈતન્ય સંપ્રદાયની પ્રેરણા કલ્પવાની બીલકુલ જરૂર નથી. કોઇ પણ ભાગવત સંપ્રદાયની ભૂમિકા હોય તો તેમાં "વ્યક્તિ"વાળો, જેને જેઓ જડવાદી નથી તેઓ પૂર્વજન્મના "સંસ્કારી" પ્રભુના કૃપાપાત્ર આત્માઓ કહે છે, તેવા પુરૂષો ઝબકીજ ઉઠે છે. એમાં અમોને તો બીલકુલ નવાઇ લાગતી નથી. વળી નરસિંહ મહેતા ખુદ તેમ જ તેમનું ચરિત્ર લખનાર બધા એકજ અવાજે લખે છે કે, ભાભીના મ્હેણાથી રીસાઇ તેણે તપ કરી ગોપનાથજીને પ્રસન્ન કરતાં, શ્રી ગોપનાથજીએ નરસિંહની માગણી ઉપરથી પોતાનું વ્હાલું ઇષ્ટ, જે શ્રીકૃષ્ણ પરમાત્મા, તેની સાથે નરસિંહનો ભેટો કરાવતાં, પ્રભુએ તેને પોતાનો નિત્ય અખંડ રાસ બતાવી, તે લીલા ભૂતળ ઉપર ગાવા આજ્ઞા કરેલી. પણ રા. મુનશીજી જેવા ભક્તિ–એટલે પ્રણયને તેના સ્વાભાવિક પાત્ર સ્ત્રી પરથી લઇ કાલ્પનિક પ્રભુ પર ઠેરવવાથી તેનું થયેલું પરિવર્તન, એવી વ્યાખ્યા આપે છે. (જુવો ભક્ત કવિશ્રી દયારામભાઇનું આંતરજીવન પાના ૪૦૦ ઉપર સા. શ્રી. નર્મદાશંકરભાઇ મહેતાના વ્યાખ્યાનમાંથી) તેના જેવાને આ રહસ્ય ક્યાંથી ગળે ઉતરે કે સમજાય? તેને તો આ બધું ગપ–અસંભવિત લાગે, પણ અત્યારે રાષ્ટ્રીય ગીત સમાન થઇ પડેલ "વૈષ્ણવજન તો" નું પદ રચનાર ખુદ શ્રી. નરસિંહ મહેતા પોતા વિષે અસત્ય લખે, એ ઘુંટડો ગળે ઉતરતોજ નથી. નથી નરસિંહ મહેતાને રામાનંદીની દીક્ષા લેવી પડી કે નથી નરસિંહને ચૈતન્ય કે વલ્લભાચાર્યનાં ચરણ સેવવાં પડયાં. તેને તો શુદ્ધ ભક્તિના (રા. મુનજીનો પ્રણય નહીં) મહાન્ આચાર્ય સાક્ષાત્ શંકરેજ શુદ્ધ ભક્તિનો માર્ગ દેખાડેલો છે અને તે નરસિંહે સાક્ષાત્ અનુભવેલો–જોયો છે. રાસમાં સખીઓની સાથે રમેલ છે. પણ આધુનિક જડવાદના પુજારીઓ આગળ આમ બોલવું તે બ્હેરા આગળ શંખ ફુંકવા જેવું છે.

## (૬૧) શ્રી નર્મદાશંકરે મુનશીની ભક્તિની વ્યાખ્યાનું કરેલું ખંડન

શ્રી. નર્મદાશંકર ભાઇએ પોતાના વ્યાખ્યાનમાં (જુઓ પાનું ૪૦૧–૪૦૨ ભક્ત કવિશ્રી દયારામભાઇનું આંતર જીવન) શ્રી. મુનશીજીની "ભક્તિ"ના વ્યાખ્યાનનું ખંડન કરનારું સારૂં વિવેચન કર્યું છે. છેવટે તો તેઓ કહે છે કેઃ–(પા. ૪૦૨) "કોઇ પણ રીતે જ્ઞાનશાસ્ત્ર અથવા ભક્તિશાસ્ત્ર ભગવાનને કલ્પિત પદાર્થ માનતુંજ નથી. ઉલટું સંસારી આત્મા

દેખાતાં સ્ત્રી આદિ પ્રેમનાં પાત્રો ભક્તિની દૃષ્ટિમાં કાલ્પનિક છે અને પરમેશ્વર સ્વાભાવિક સત્ય છે, એવું દૃઢ થયેલું હોય છે. જો શુદ્ધ ભાવનો અનુભવ નિરાલંબ હોય તો તેને ભ્રમ કહે છે. તે જો સાલંબન એટલે વસ્તુને લગતો હોય છે તો તેને સાક્ષાત્કાર કહે છે. આવા અનુભવ ભક્તોને થાય તે જો માનસશાસ્ત્ર પ્રમાણે માનવામાં આવે અને કલ્પનાજ મનાય તો જીવાત્માને થતો તેના કામ ક્રોધાદિક વિકારોનો અનુભવ પણ મિથ્યા માનવો પડે. જીવને પોતાના સુખદુઃખાદિ વિકારોનો અનુભવ જો સાચો ગણી શકાતો હોય, તો ભગવદાવેશ વડે થતો તેના સંયોગના આનંદનો અનુભવ હોય તો તે પણ સાચો માનવોજ પડે, અમુક પ્રકારનાં ચિત્રો વડે સૌંદર્યનો અથવા સંગીતનો અનુભવ લેવાતો નથી, તેથી સૌંદર્ય અને સગીત નિરાલંબન ભ્રમ છે, એમ આપણે કહી શકતા નથી. તેમજ ભગવાનનો ભાવજન્ય અનુભવ આપણને નથી થતો તેથી સર્વ કોઇને પણ નથી થતો અથવા થાય છે તો તે કાલ્પનિક પ્રભુ ઉપર રતિ ઠાલવે છે એવું માનવું તે બુદ્ધિનું અદ્ભુત સાહસ ગણાય. પ્રભુને કાલ્પનિક માનવામાં સર્વ આસ્તિક્યવાદનો અંત આવે છે અને ભક્તિશાસ્ત્રને તિલાંજલિજ આપવી પડે એવી સ્થિતિ ઉભી થાય છે.”

## (૧૨) ટીકાકાર ગોપીશ્વર અને ગોપનાથ જુદા જ છે.

પણ ઉપર પ્રમાણે પૃથક્કરણ કરે તો તો શ્રી. ગોપનાથજી પ્રસન્ન થયા, શ્રીકૃષ્ણે રાસ દેખાડયો, તેમાં નરસિંહ મહેતે સખીઓ જોઇ તેનાં નામ મેળવ્યાં, મંડલિકના દરબારમાં હાર મળ્યો વગેરે માનવું પડે અને તે જો માને તો પછી રા. મુનશીજી અને આનંદશંકરભાઈ ગુરૂના જેઅંબે ચેલાને-નવી શોધ કરી બહાર પ્રકાશમાં આવવાનું દ્વાર બંધ પડે; તેથીજ ભક્તિ વિષે પણ કાલ્પનિક વ્યાખ્યાઓ જોડી કાઢી, તેને શબ્દ જાળમાં ગુંથી પોતાની “સાક્ષરતા”ની છાપ તેના ઉપર મારી “આ ઉત્ક્રમણયુગમાં રા. મુનશીજી ઉત્ક્રમણ કરવાના ધમપછાડા મારી રહ્યા છે.” તેટલા માટે “ગોપીશ્વર” મહાદેવ સાથે, “ગોપનાથ”ના નામની સામ્યતાને વળગી પડી, ગોપનાથ પ્રસન્ન કર્યાની વાત ઉડાડી દેવામાં આવે છે ને રાસ જોવાની વાત પણ ઉડાડી દઇ, ચૈતન્ય સંપ્રદાય-ના ભટકતા સાધુ પાસેથી સખીઓનાં નામ મેળવવાનો મહાન તર્ક કરવામાં આવે છે; કારણ વિદ્વાન આનંદશંકરભાઇ બીજાની વિદ્વત્તા સહન ન કરી શકતા હોવાથી બીચારા મહેતાજીને અભણ ઠેવી-સ્કંદ-પુરાણ, પ્રભાસ ખંડ, બ્રહ્મવૈવર્ત પુરાણ વગેરે તેણે વાંચ્યાં જ હોવાં ન જોઇએ એમ માની લે છે. વિશેષમાં તો “વિદગ્ધ માધવ”નો લખનાર પોતે તો મહાદેવનું નામ નથી આપતો છતાં તેના ટીકાકારે કોણ જાણે શા આધારે ગોપી-શ્વર નામ લખ્યું, તેના નામની, નરસિં મેહેતાને કમનસીબે કે સાહિત્યની ખાણમાં આ શોધ કરનારનાં સદ્ભાગ્યે, ગોપનાથ સાથે સામ્યતા દેખી કે નાહું પકડી લીધું. તેઓની માન્યતા પ્રમાણે નરસિંહ મેહેતાનું ગાડું ૬૦ વર્ષ પાછળ ઠેલાયું. ધન્ય છે આવા સાક્ષરોને !

આ ઉપરથી મને તો પીકવીક પેપર્સમાં પેલી inn ઇન (વીશી)ના પથીયાના એક પથર કોતરેલા અમુક અક્ષર ઉપરથી એક પ્રાચીન લેખની શોધ થયાનું ફારસ યાદ આવે છે, પણ લંબાણના ભયે તે ન લખતાં વિરમું છું.

# સરસ્વતીના દરબારમાં

# મહેતા વિરુદ્ધ મુનશી

---

ન્યાયમૂર્તિ: સાક્ષરી ગુજરાતી જનતા

વાદી: રા. મુનશી.

પ્રતિવાદી: ભક્ત કવિ નરસિંહ મહેતા.

ચર્ચવાનો મુદ્દો: પર્વત મહેતા વચ્ચેનો સગપણ સંબંધ અને તેમનો સમય.

પ્રતિવાદી લેખક: રા. નટવરલાલ ઇચ્છારામ દેસાઈ બી.એ.

---

(લેખાંક ૭ મો, "ગુજરાતી" તા૦ ૧૬-૭-૩૩)

## રા. મુનશીનો આરોપ

"કવિ પોતાને "પરબતનો પરિવાર" કહાવે છે, પણ તે નરસિંહના કાકા હતા એવો ઉલ્લેખ દેખાતો નથી."

"વિશ્વનાથ જાનીએ (સં. ૧૭૧૪) નરસિંહચરિત્રમાં લખ્યું છે કે જુનાગઢમાં પરવત મહેતાએ નરસિંહ મહેતાને પોતાને ભુવન કીર્તન કરવા તેડ્યા હતા, તેમાં પણ પરવત ને નરસિંહ સગા હતા એવો ઉલ્લેખ નથી. અને અકારાકે જુનાગઢનું આંગણું હરી બધું બેસતું કરી દીધું છે."

"એટલે હકીકત આમ નીકળે છેઃ સં. ૧૭૧૪માં વિશ્વનાથ જાની, મહેતાની એક દંતકથામાં, જુનાગઢનો પરવત આણે છે. એ દંતકથા ધીમે ધીમે વધી અને વધેલી દંતકથાને આધારે સં. આશરે ૧૮૨૫ માં વિક્રમદાસે પોતાના માંગરોળના પૂર્વજ પર્વતદાસને જાનીવાળા પર્વતદાસ માની, પર્વતપચ્ચીશી લખી, અને કૃષ્ણ મળ્યા તેનો સંવત પણ નરસિંહના મનાતા કાળની આસપાસ મૂક્યો." (જૂઓ "કૌમુદી" આશ્વિનો સં ૧૯૩૩ નો અંક, પાનું ૪૨૦).

(મતલબ કે રા. મુનશીની થીઅરી–કલ્પેલા સિદ્ધાન્ત–ને ખોટા પાડવાને અમે બધાએ કાવતરું રચ્યું).

આ કલ્પનામાં રા. મુનશી બે વાતો ઉપર ભાર મૂકે છેઃ (૧) નરસિંહ મહેતાના પર્વત મહેતા કાકા હતા, એમ કોઈએ પુરવાર કર્યું નથી. (૨) પર્વતાખ્યાનના

મારા લખાણમાં વિશ્વનાથના કાવ્યમાં જુનાગઢને બદલે માંગરોળ શબ્દની મેં કરેલી યોજના ખોટી છે. (૩) વિશ્વનાથ જાનીના કાવ્ય ઉપરથી ત્રિકમદાસે કાવ્ય લખી કાઢયું અને રા. મુનશીને છેતરવાને ખોટા પાડવાને કૃષ્ણ સત્યાનું સં. ૧૫૦૧નું વર્ષ ગોઠવી દીધું.

આ ત્રણે આક્ષેપો નાપાયાદાર છે, એ પૂરવાર કરવાનો મારો હેતુ છે.

---

પહેલા આક્ષેપ સંબંધમાં થોડોક ખુલાસો તો મારા સહસંપાદક રા. નયનસુખરાયે કરેલો છે. છતાં તેના ટેકામાં બીજો પુરાવો છે તે રજુ કરૂં છું.

બીજા આક્ષેપમાં વિશ્વનાથ જાનીના કાવ્યમાં સ્થળ સંબંધમાં કરેલો નામનો ફેરફાર સયુક્તિક છે, તે આ લેખમાં દર્શાવાશે.

## (૧) ત્રિકમદાસે વિશ્વનાથ જાની ઉપરથી કંઈ લીધું નથી

ત્રીજા આક્ષેપના સંબંધમાં તો એટલુંજ કહેવાનું પ્રાપ્ત થાય છે કે એ તો કેવળ રા. મુનશીની કલ્પના છે. કોઇ પણ રીતે પર્વત પચ્ચીશીનું કાવ્ય વિશ્વનાથ જાનીના કાવ્ય ઉપરથી સ્ફુરણા થઇને કવિ ત્રિકમદાસે રચ્યું, એ રા. મુનશીએ પૂરવાર કીધું નથી; કારણ કે જો તેમની કલ્પના સાચી હોત તો પર્વત પચ્ચીશીમાં નરસિંહ મહેતાને પોતાને ઘેર કીર્તન કરવા તેડયા અને ત્યાં દિવ્ય ઝારીનો ચમત્કાર, જે વિશ્વનાથ જાનીએ સુદામ વર્ણવ્યો છે, તે સંબંધમાં કંઇ પણ ત્રિકમદાસ લખ્યા વિના રહેતે નહીં. એટલે રા. મુનશીની આ કલ્પના નિરાધાર છે, અને કૃષ્ણ સત્યાનો અથવા રણછોડજી પધાર્યાનો સંવત ખોટો અડાવી દીધો, એ પણ એટલું દૂષિત અનુમાન છે. વિશ્વનાથ સં. ૧૭૧૪ માં થયો અને ત્રિકમદાસ સં. ૧૮૨૫ માં થયા, તેથી પાછલા કવિએ પહેલામાંથી ચોરી કરી એમ કેમ કહી શકાય? એટલે એ આરોપ સ્વતઃ નિર્બળ અને દૂષિત હોવાથી ઉડી જાય છે, અને ઉત્તરને યોગ્ય નથી.

## (૨) કવિ વલ્લભદાસની ઓળખાણ

હવે પહેલા બે આરોપો વિષે આપણે વિચાર કરીશું.

કવિ વલ્લભદાસ નામનો એક કવિ થઇ ગયો છે. તેની વિશિષ્ટતા એ છે કે બીજા કવિઓની માફક તે કેવળ આખ્યાન રચતો નથી, પણ ઇતિહાસનાં ચોક્કસ વર્ષો પણ સાથે આપીને ઐતિહાસિક આખ્યાન—એક પ્રકારનો ઇતિહાસજ—તે રચે છે. આ કાવ્ય આખું હજી છપાઇને પ્રસિદ્ધ થયું નથી. પણ કવિ નર્મદાશંકરે તેનો ઉપયોગ (૧) પોતાના આત્મચરિત્ર રૂપ "મારી હકીકત"માં કરેલો છે; (૨) "નાગર ત્રિમાસિક" નામનું એક ચોપાનિયું નીકળતું, તેમાં એમાંથી ઉતારાઓ લેવાયલા છે. (૩) આ ગ્રંથનું પૂર ૨૦ કડવાનું છે, તેમાંથી ઇ. સ. ૧૮૭૦ માં આઠેક કડવા જેટલો ભાગ શિલા પ્રેસમાં છપાયેલો છે. તેનું મૂળ નામ તો "આદિ પુરાણે નાગરખંડ તથા શામળદાસનો વિવાહ" એવું છે. તેમાં "રણછોડદાસ જોઇતાજીએ સર્વ નાગર ગૃહસ્થોને સારૂં ખેડા નીતિપ્રકાશ પ્રેસમાં છાપ્યો. સને ૧૮૭૦, સંવત ૧૯૨૬" અને તેનું નામ ઉક્ત પ્રકાશક અને મુદ્રકે "મહાદેવજીનો વીવા તથા નાગરોની ઉત્પત્તિનો ગરબો" એવું રાખેલું છે. આની એક પ્રત ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના સંગ્રહમાં છે.

તે ઉપરથી "બુદ્ધિપ્રકાશ" માસિકમાં ઈ. સ. ૧૯૩૧ માં તેના વિદ્વાન્ તંત્રી રા. હીરાલાલ પારેખે, અમારા તરફથી પ્રકટ થયેલા "વિક્રમચરિત્રનું કાવ્ય અને ચરિત્ર" એ પુસ્તકનું અવલોકન કરતાં, છૂટથી ઉપયોગ કર્યો છે. એ વિષે મારા લેખમાં આગળ પર ઇસારો આવશે.

## એક ભ્રમનું નિરાકરણ

અત્યાર સુધીમાં એવો ભ્રમ વિદ્વાનોમાં હતો કે આ કાવ્યનો કર્તા પ્રેમાનંદસુત કૃષ્ણ વલ્લભદાસ છે. પણ તેની આખી પ્રત મળતાં, આ ભ્રમ તે ભ્રમ ઠરે છે. કારણ કે ચોવીસા વલ્લભ કવિએ શામળશાહનો વિવાહ રચ્યો નથી, પણ કવિ પ્રેમાનન્દે રચ્યો છે, અને તે સ્વ. હરગોવિંદદાસ કાંટાવાળાએ પ્રસિદ્ધ કર્યો છે. આ ભ્રમનું કારણ એ ઉપરથી સમજાય છે કે રા. માનશંકર પીતાંબરદાસ મહેતાએ "નાગરોત્પત્તિ"ના લેખમાં એનો એ પ્રમાણે પાદટિપ્પનોમાં ઉલ્લેખ કરેલો છે. મૂળ ગ્રંથ આ વિદ્વાન શોધકના અને નાગર "ત્રિમાસિક" પત્રના સંપાદકોના જોવામાં સંપૂર્ણ આવેલો નહીં તેનું અને કિંવદંતું આ પરિણામ છે.

## સગપણસંબંધનો મજબૂત પુરાવો

સુભાગ્યે આ કાવ્યની એક સારી પ્રત હાથ આવી છે. હાલમાં તે અમરેલીવાળા ગાયકવાડ સરકારના વકીલ રા. રા. વિનોદરાય નેમસુખરાય મજમુદારના (પર્વત મહેતાના એક વંશજ, અને નરસિંહ મહેતાના કુલના) કબજામાં છે, અને તે મને મારા કાઠિયાવાડના પ્રવાસમાં જોવા મળી હતી. તેના ઉપરથી તેની એક સારી નકલ કરીને મારા સહસંપાદક રા. નયનસુખરાયે મને આપી છે. આ કાવ્ય ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી છે. એની ઇતિશ્રીમાં નીચે પ્રમાણે લખાણ છે:

"ઇતિ આદ્ય પુરાણે નાગરખંડે તથા શામળદાસનો વિવાહ સંપૂર્ણ લિખિત ભટ્ટ લાલજી સં. ૧૮૭૦ ના જેઠ વદી ૪ સોમે મોરબી મધ્યે વાસ્તવ્ય ઔદિચ્ય જ્ઞાતિ લિખિકૃતમિંદ"

આ કાવ્યની સહાયથી રા. મુનશીના પહેલા બે આરોપો ખોટા છે તે ઠરાવી શકાશે. કવિ વલ્લભદાસના "નાગરખંડ અને શામળદાસનો વિવાહ" કાવ્યમાંથી ઉપયોગી ઉતારો:

### કડવું ૭ મું; રાગ દેશાખ

તમે સાંભળો શ્રોતાજન જો, મેતો નરસૈં તે ધન્ય ધન્ય જો;
તેના પુત્રનો વિવાહ ગાઉં, હરિભક્તને શરણે થાઉં. ૧
ગઢ જૂનો જ્યાં ગિરનાર, ત્યાં તીરથનો નહિ પાર;
વસતા ભવેશ્વર (સોમેશ્વર) છે ક્ષેત્ર, ગિરિ રેવાચળ છે પવિત્ર. ૨
નવ નાથ ચોરાશી સિદ્ધ, પૂજે તે પામે નવ નિધ;
પૂરી દ્વારિકા છે પરમ ધામ, જ્યાં બેઠા શ્રી સુંદર શ્યામ. ૩
જેને સમરતાં અઘ નાશે, રત્નાકર ગરજે પાસે;
પ્રતિબંધ પ્રભાસ કૈલાસનો, અડસઠ કોટી તીરથના વાસનો. ૪
પંચ સ્રોતા સરસ્વતી રાજે, નામ લેતાં પાતક ભાજે;
સરસ્વતી, કપિલા, હિરણ્યા, વ્રજની, ન્યંકોમતિ કન્યા. ૫

નિત્ય દેવ દુદુંભિ વાજે, સોમનાથ પ્રત્યક્ષ બિરાજે;
જ્યાં છે યાદવાસ્થળીનું ધામ, ગયા શ્રાદ્ધ તણું નહિ કામ. ૬
મહા પુણ્ય પવિત્ર છે દેશ, થાયે યજ્ઞયાગ હંમેશ;
નાત નાગરી રહે ગઢ માંહે, નિત્ય આનંદ ઓચ્છવ થાયે. ૭
એક મહેતા પુરૂષોત્તમ નામ, ષટ્ શાસ્ત્ર ને વિદ્યા ધામ;
કાશ્યપ ગોત્ર ને દત્ત શર્મ, ત્રિપ્રવર વેદકાંડ છે કર્મ. ૮

## પૂર્વ છાયો

કર્મ કાંડના ચૌદ કાંડ છે, યજુર વેદ કહેવાય;
ખોખો ખેતર પાળ તેને, અંબા શક્તિ સહાય. ૯

## ઢાળ (ચાલુ)

રિદ્ધિ સિદ્ધિ ને શાસ્ત્ર સંપન્ન, પરમ કુલ પાવન;
પુત્ર બે તેને થયા, તે પરમ રૂપ રતન. ૧૦
પરબત મેતા વડા પુત્ર થયા, કૃષ્ણદાસ લોઠા થયા;
પછી પિતાએ સંન્યાસ લીધો, ત્યારે બે ભાઇઓ જુજવા રહ્યા. ૧૧
કૃષ્ણદાસ થયા રાજ્યશ્રી, પરવત હરિના ભક્ત;
પુત્ર ત્રિ થયા કૃષ્ણદાસને, સંસારી અતિરિક્ત. ૧૨
પછી પરબતને એક નરબત, સુત થયો તેને હરદાસ રામ;
કૃષ્ણદાસને નરસૈં મેતા, જીવણ, નરભેરામ. ૧૩
ત્રિ ત્રિસુત થયા બે ભાઇઓ ને તે જુનાગઢ મોઝાર;
પર્વત મેતા ભક્ત હરિના, કહું તે વિસ્તાર. ૧૪
તુલસી કર વાવી કરી, ખટ માસ દ્વારકાં જાયે;
છ મહિના રહે દ્વારકાંમાં, સેવે હરિના પાયે. ૧૫
વૃદ્ધાવસ્થા થઇ તે વારે, સ્વપ્નમાં હરિયે કહ્યું;
જુનાગઢમાં રહો મેતા, હું નિત્ય તમ પાસે રહું. ૧૬
સંવત ચોદસો ચોરાસીએ, વૈશાખ સુદ એકાદશી;
પ્રકટા પ્રભુ મંદિર મેતાને, વાવ ગોમતીમાં વસી. ૧૭
તેનું નામ રણછોડજી છે, જુનાગઢ મોઝાર;
પરિવાર પરબત કૃષ્ણદાસના પ્રાણના આધાર. ૧૮
તેની સેવા કરે પ્રીતે, પુત્ર બે બાંધવ તણા;
નાનો તેમાં નરસૈં મેતા, તેની પ્રીતિ આદર ઘણા. ૧૯
પિતા નરસૈં મેતાને, એક તળાજું વસાવિયું;
ત્યાં ગોપનાથનું મંદિર જુનું, ઇષ્ટ મન તેનું લહ્યું. ૨૦
પિતા શાંત થયા પછે, તે ત્રણે ભાઇઓ ત્યાં રહ્યા;
જીવણ, નરભેરામ, નરસૈ, દાસના જે કહ્યા. ૨૧

( તે પછી નરસૈ મેતાને ભાભીએ કંઇ કઠણ વચન કહ્યાં તે વગેરે જાણીતો ઇતિહાસ છે.)

## કાવ્ય રચાયાનો સમય

આ કાવ્ય કવિ વલ્લભદાસે, વિ. સં. ૧૭૮૨ પછીના કોઈ એક વર્ષમાં રચેલું છે, એમ અનુમાન થાય છે, કારણ કે તેણે નાગરોની નાસભાગનો ઇતિહાસ ત્યાં સુધી આપેલો છે. જુઓ ૬ ઠ્ઠા કડવાની ૧૮ મી કડી.

"સંવત સતર બ્યાસીએ થયો, દક્ષીણી કેરો ત્રાસ;
સર્વે નાગર નીસર્યાં, નગર મૂકી આશ." ૧૮

આ કાવ્યની નકલ સં. ૧૮૭૦ માં થયેલી છે, અને તે રા. નયનસુખરાયના દાદાના પ્રપિતામહ ગવરીદાસને તે પછી મળી હતી. એટલે આ કાવ્ય સં. ૧૮૭૦ પહેલાં અને સં. ૧૭૮૨ પછી વચમાં રચાયલું, એ તો ચોક્કસ છે. કવિ નર્મદાશંકરે પોતાના આત્મચરિત્રરૂપ ગ્રંથ "મારી હકીકત"માં આ વલ્લભદાસ કવિના કાવ્યના ૬ ઠ્ઠા કડવાનો ઉપયોગ કરેલો છે, અને તેમાં વડનગર ત્રણ વાર ભાંગ્યું તેનાં ચોક્કસ વરસો આપેલાં છે. તેમાં ત્રીજી વાર વડનગર સં. ૧૭૮૨ માં મરેઠાઓના ત્રાસે ભાંગ્યું, એમ કવિ નર્મદાશંકર પણ જણાવે છે. (જુઓ "ગુજરાત" માસિક પુ૦ ૮ મું, અંક ૪ થો)

## છેવટનો નિર્ણય

મારો કહેવાનો આશય એ છે કે વડનગરા વૈષ્ણવોનું વંશવૃક્ષ તૈયાર થયું અને છપાયું સં. ૧૯૫૯ માં, તે પહેલાં સં. ૧૭૮૨ થી ૧૮૭૦ માં લખાયલા પુસ્તકમાં જે વંશવેલો કવિ વલ્લભદાસે સમજાવ્યો છે તે તો મુનશીજી ખોટો નહીં માને. ત્રિકમદાસે જાનીમાંથી ચોરી કરી તેમ વલ્લભદાસે પણ કરી એમ તો નહીં કહી શકે. એમાંથી ઉપયોગી ભાગ ઉપર આપ્યો છે, તે ઉપરથી એટલું તો સુનિશ્ચિત થશે કે પર્વત મહેતો અને નરસિંહ મેહેતો એ બે વચ્ચે કાકાભત્રીજાનો સગપણ સંબંધ હતો; એટલું તો કાઠિઆવાડ–ગુજરાતના કવિઓ તે સમયે જાણતા હતા. વલ્લભદાસના કાવ્યના ઉપર ઉતારેલા ૭ મા કડવાની ૧૧ મી ૧૨ મી અને ૧૩ મી કડી ઉપરથી કોઈ પણ જોઇ શકશે કે પર્વત મેહેતો કાકા હતા અને નરસિંહ મેહેતો ભત્રીજો હતો. અને તેઓ સં. ૧૪૮૪ માં હૈયાત હતા. આ વલ્લભદાસ કવિ ત્રિકમદાસનો સમકાલીન, વરસો જોતાં લાગે છે, અને તેણે સગપણસંબંધ ફોડ પાડીને સમજાવ્યો છે, અને તે છાપેલી વંશવેલી સાથે મળતો આવે છે.

આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે પર્વત મેહેતા અને નરસિંહ મેહેતા વચ્ચે કાકા–ભત્રીજાનો સગપણસંબંધ હતો, તે વિષે રા. મુનશીને જે શંકા થાય છે તે નિર્મૂળ છે; અને વૃદ્ધમાન્ય વાતો સાચી પડે છે, અને જુવાન કલ્પિત વાતો અસત્ય ઠરે છે.

(લેખાંક ૯ મો "ગુજરાતી" -૩૪)

## (૩) પાઠભેદની યોજના સયુક્તિક અને વાજબી છે

વલ્લભદાસના કાવ્યનો ઉપયોગ "બુદ્ધિપ્રકાશ"ના વિદ્વાન તંત્રી રા. રા. હીરાલાલ ત્રિ. પારેખે, "ત્રિકમદાસનાં કાવ્યો અને ચરિત્ર" એ નામના પુસ્તકનું અવલોકન કરતાં, કર્યો છે. તેમના ઉતારામાં અને મેં આપેલા ઉતારામાં કેટલાક પાઠફેર અને શબ્દશુદ્ધિ સિવાય મતલબમાં કશો મહત્વનો ફરક નથી. ત્રિકમદાસ કવિ, જે પર્વત મહેતાના વંશમાં ૧૦ મી પેઢીએ ઉતરી આવેલા છે, તેઓ સ્વવંશની હકીકત પરંપરાથી જેટલી શુદ્ધ અને સાચી જાણે તેટલી વલ્લભદાસ જાણે નહીં, એ કુદરતી છે. ત્રિકમદાસ અને માંગરોળ, જૂનાગઢ વગેરે અનેક સ્થળોના હજારો વૈષ્ણવો આજે હજી સુધી ઉત્સવ ઉજવે છે પરંપરાથી અને એમ ચોક્કસ માને છે કે માંગરોળમાંજ વિ. સ. ૧૫૦૧ ના માગસર સુદ ૯ ને (બુધવારે) શ્રી રણછોડરાયજી ગોમતી વાવમાં પધાર્યા, અને પછી પર્વત મહેતાને મંદિરે પધાર્યા. પણ કવિ વલ્લભદાસ એમ લખે છે કે સં. ૧૪૮૪ માં વૈશાખ સુદ એકાદશીએ રણછોડજી જૂનાગઢમાં પર્વત મહેતાને ત્યાં ગોમતી વાવમાં પધાર્યા. પાટણનો કવિ વિશ્વનાથ પણ એવુંજ જૂનાગઢમાં "સિંધુતીરે" જણાવે છે; પણ એ બે કવિઓ જૂનાગઢ, માંગરોળ સ્થળની ભૌગોલિક સ્થિતિની માહિતી જાણતા હશે ખરા, પણ કંઇક ઓછી. કારણ કે જુનાગઢમાં ગોમતી વાવજ નથી. તેની એમને ખબર હોત તો આમ લખતે નહીં. વિશ્વનાથ તો જૂનાગઢમાં સિંધુતીરે મૂર્તિ મળી એવું જણાવે છે; એટલે તેણે સિંધુતીરે આવેલા માંગરોળ ને બદલે જૂનાગઢ ભૂલમાં લખ્યું છે, એમ હકીકતો તપાસતાં અનુમાન કરવામાં કશો વાંધો નથી. અને એ કારણે મેં વિશ્વનાથ જાનીનો ઉતારો આપ્યો છે, તેમાં એટલે કે ત્રિકમદાસના કાવ્યના આરંભમાં અને ગુજરાતી પ્રેસના પંચાંગમાં પર્વતાખ્યાન છપાવતાં સુધારો કર્યો છે, તે સુજ્ઞ વાચકોને વાસ્તવિક જણાયા વગર નહીં રહે. જો એમ કરવામાં નહીં આવે તો જૂનાગઢમાં સિંધુતીરે રણછોડજી પધાર્યા, એ વાકયનો અર્થ અને સંગતિ શી રીતે બેસી શકશે ?

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ છાપેલા કે.ઇ એક અજ્ઞાત કવિના રચેલા નરસૈંયાના આખ્યાનમાં પણ વલ્લભદાસ કવિની માફક જૂનાગઢમાં ગોમતી વાવની વાત લખી છે. પણ ગોમતી વાવ જૂનાગઢમાં છે ખરી ? એટલા માટે પર્વતાખ્યાન છપાવતી વખતે જૂનાગઢને બદલે માંગરોળ શબ્દ પસંદ કરવાની વિશ્વનાથના કાવ્યમાં જરૂર છે, અને એટલો સુધારો કરી લઇએ તો સિંધુતીરે(માંગરોળમાં) ગોમતી વાવમાં શ્રી રણછોડજી પધાર્યા, એમ અર્થ બેસી શકે, અને તેજ ત્રિકમદાસની પર્વતપચ્ચીશીનું કાવ્ય અને હાલની ખુદ માંગરોળની પરિસ્થિતિ જોતાં સુસંગત છે. સામાન્ય રીતે એવો નિયમ છે કે જ્યાં જ્યાં શ્રી દ્વારિકાધીશ રણછોડરાયનાં સ્વયંભૂ સ્વરૂપો બિરાજે છે ત્યાં ત્યાં ગોમતીનો સંબંધ છે. દા. ત. જૂઓ. દ્વારિકામાં ગોમતી (સમુદ્ર) છે. માંગરોળમાં ગોમતી (વાવ) છે; અને ડાકોર ગામમાં પણ ગોમતી (તળાવ) છે. આ સર્વ હકીકતનો વિચાર કરી જોતાં વિશ્વનાથના કાવ્યમાં જૂનાગઢને સ્થાને માંગરોળ શબ્દ મૂકવામાં મેં કશી ભૂલ કરી નથી, પણ ઠીક પાઠ બેસાડયો છે એમ જ કહી શકાય, એટલે "પ્રકાશકે જૂનાગઢનું માંગરોળ કરી બધું બેસતું કરી દીધું"–

("કૌમુદી" મે. ૧૯૩૩. પાનું ૪૫૦) એવો રા. મુનશીનો આરોપ અણઘટતો અને વસ્તુસ્થિતિ સમજ્યા વગરનો છે, એમ મારે કહેવું પડે છે.

ઈ. સ. ૧૯૨૩ ના "ગુજરાતી" પત્રના દીવાળીના ખાસ અંકમાં સ્વ. શાસ્ત્રી વ્રજલાલ કાલીદાસનું લખેલું નરસિંહ મહેતાનું જીવનચરિત્ર છાપેલું છે. એમાં વ્રજલાલ શાસ્ત્રીએ પણ સં. ૧૪૮૪ માં જૂનાગઢમાં પર્વત મહેતાને ત્યાં રણછોડજી પધાર્યા એવું લખેલું છે. આ ભાગ ઉપર પણ તેમાં જે પાદટિપ્પણ આપેલું છે તેમાં મેં કેટલોક ખુલાસો કરેલો છે, અને તે માટે કવિ ત્રિકમદાસની પર્વત પચ્ચીશીનો આધાર આપેલો છે. આજે ફરીથી પ્રસ્તુત લેખ વાંચતાં સમજાય છે કે સ્વ. શાસ્ત્રીની જે હકીકત છાપી છે તેનો આધાર આ કવિ વલ્લભદાસની કવિતાજ છે. આ ઉપરથી પણ સમજાશે કે જાની વગેરેના કાવ્યમાં જૂનાગઢને બદલે માંગરોળ શબ્દનો પાઠ કલ્પવોજ વાજબી છે, અને તે પ્રમાણે સુધારો કરી લેવામાં મેં જાણી જોઈને રા. મુનશીને ખોટા પાડવા માટે "ઊભું બેસતું" કરી લીધું નથી, એ પણ સુજ્ઞ વાંચકોને સમજાશે.

## (૪) નરસિંહ અને પર્વત મહેતો સં. ૧૪૮૪ માં હયાત હતા

રા. રા. મુનશીને ત્રિકમદાસના પર્વતાખ્યાનની વાત ખોટી લાગે છે, તો શા માટે? એવો સામો સવાલ ન પૂછતાં તકરારને ખાતર તે આપણે સ્વીકારીએ, અને સામું પૂછીશું કે રા. હીરાલાલ પારેખે સ્વતંત્ર રીતે વલ્લભદાસના ઉપલા કાવ્યનો ભાગ પ્રકટ કર્યો છે તે માન્ય છે કે નહીં? (જૂઓ "બુદ્ધિપ્રકાશ"માં ત્રિકમદાસના કાવ્ય ઉપરનું અવલોકન ઇ. સ. ૧૯૩૧) કારણ કે ત્રિકમદાસ તો પર્વત મેહેતા અને નરસિંહ મહેતા વચ્ચેનો સગપણસંબંધ નથી જણાવતા, તો વલ્લભદાસ કવિ તો સ્પષ્ટ કાકા-ભત્રીજાનો સંબંધ હતો એમ જણાવે છે, અને ત્રિકમદાસ માંગરોળ રણછોડજી પધાર્યાનું વર્ષ સં. ૧૫૦૧ નું આપે છે, ત્યારે વલ્લભદાસ તો જૂનાગઢમાં સં. ૧૪૮૪ માં રણછોડજી પધારે છે, એમ સ્પષ્ટ લખે છે. તો તે માન્ય છે કે નહીં? જો મુનશીજી સં. ૧૫૦૧ માં પર્વત મહેતો અને નરસિંહ મહેતો કાકા ભત્રીજા નહોતા એમ કહે તો તો સં. ૧૪૮૪ માં વલ્લભદાસના કાવ્ય પ્રમાણે હતા, એટલું તો કબુલ કર્યા વિના છૂટકો નથી.

## (૫) વૃદ્ધમાન્ય વર્ષોજ સાચાં ઠરે છે

વલ્લભદાસના કાવ્યનો ઉપયોગ રા. પારેખે ત્રિકમદાસે આપેલું વર્ષ ખોટું ઠરાવવા માટે કર્યો છે, પણ તેથી અમારા મત (થીયરીને) કશો ધક્કો લાગતો નથી. કારણ ત્રિકમદાસનું આપેલું સં. ૧૫૦૧ નું વર્ષ પર્વત મેહેતા અને નરસિંહ મેહેતાની હૈયાતિ વિષે ન માનવું હોય તો વલ્લભદાસનું આપેલું સં. ૧૪૮૪ નું વર્ષ માનવું પડશે. એથી તો નરસિંહ મહેતાના જન્મવિષયનું વૃદ્ધમાન્ય વર્ષ સં. ૧૪૭૦ થી આગળ એટલે કે સં. ૧૫૦૦ ની આસપાસ ખસેડવા કરતાં પાછળ એટલે સં. ૧૪૫૦ કે ૧૪૨૫ ની આસપાસ ખસેડવું પડશે. એટલે રા. મુનશીની, અને રા. આનંદશંકર ધ્રુવની માન્યતાઓ કે નરસિંહ ચૈતન્ય પછી થયો, એ આપોઆપ ઉડી જાય છે. કારણ કે કવિ વલ્લભદાસનું વર્ષ સ્વીકારવામાં આવે તો નરસિંહ મહેતો ૧૪૭૦ માં જન્મ્યો, એ વૃદ્ધમાન્ય વર્ષ ખોટું ઠરી શકતું નથી, અને પર્વત મહેતો સં. ૧૪૩૩ માં જન્મ્યા

એ નિકમદાસનું ઠરાવેલું વર્ષ પણ ખોટું ઠરી શકતું નથી. ફક્ત સં. ૧૫૦૧ માં પર્વત મહેતાની ઉમ્મર ૬૯ વરસની હતી એમ નિકમદાસ કહે છે તેને બદલે સં. ૧૪૮૪ માં તેની ૫૧ વર્ષની ઉમરે શ્રી રણછોડરાય તેના ઉપર પ્રસન્ન થઇને જુનાગઢ પધાર્યા; અને તે વખતે તેનો ભત્રીજો નરસિંહ મહેતો ૧૪ વરસનો હોઇ શકે છે; એ સાચું માનવું પડશે. ફક્ત પર્વત કુલના વૈષ્ણવો નિકમદાસના મતને વળગી રહેશે; પણ નરસિંહ મહેતો સમયચ્યુત તો નહીં જ થાય.

## (૬) આગ્રહ છોડવાની જરૂર

રા. બધેકાએ આપેલાં પ્રમાણોથી પણ એટલું તો પૂરવાર થઇ ચુક્યું છે કે સં. ૧૫૦૬ માં નરસિંહ મહેતો હૈયાત હતો. વલ્લભદાસના કથનથી તે અને તેના કાકા પર્વત મહેતા ૧૪૮૪ માં હૈયાત હતા. આથી વિશેષ પૂરાવો નરસિંહ મેહેતાની હૈયાતિ વિક્રમના ૧૫ માં સૈકામાં હતી, એ માટે શો જોઇએ છે? મને તો સ્વ. ગોવર્ધનરામભાઇના પહેલી સાહિત્યપરિષદના પ્રમુખપદેથી અપાયલા ભાષણ ઉપર, નરસિંહ અને મીરાબાઇનો સમય ખસેડવા માટે વસંત માસિક(સં. ૧૯૬૧)માં રા. આનંદશંકરભાઇએ કરેલી ટીકા, અને તેને પગલે ચાલી રા. મુનશીએ ઉભો કરેલો કોયડો, અને નરસિંહમાં ચૈતન્યની અસર જોવાનો આગ્રહ, એ ખોટો લાગે છે. સામગ્રીની અજ્ઞાનતા અને અપૂર્ણતા, ઐતિહાસિક કાળક્રમમાં અનેક ઘટનાનું અયથાર્થ દર્શન, અને કંઇક પૂર્વબાંધેલો ગ્રહ-એ સર્વનું પરિણામ જણાય છે. આ બંને વિદ્વાનો આ વિષયમાં એવા તો ગુંચવાઇ ગયા છે, કે નરસિંહ મેહેતામાં પ્રકટેલી જ્ઞાન-ભક્તિની અપૂર્વ જ્વાળા કયાંથી પ્રકટી? એનો ઉકેલ કરી શકતા નથી.

સ્વ. ગોવર્ધનરામે તો સ્પષ્ટ જણાવેલું છે કે એ જ્વાળા નરસિંહની સ્વતંત્ર અંતરની એટલે કે સ્વાનુભવયુક્ત કથનવાળી છે, એણે કોઇનામાંથી ગ્રહણ કરી નથી, પ્રત્યુત એની અસર એના પછી થયેલા આચાર્યો ને ધર્મપ્રવર્તકોમાં છે; એવું તેઓ માને છે. રા. ગોવર્ધનરામનું આ વચન સત્યદર્શન કરાવનાર તેમજ સ્વદેશાભિમાનયુક્ત છે. આ વચનને અસત્ય ઠરાવવા માટે રા. આનંદશંકરે કંઇ અજબ દલીલો વાપરી છે, અને તે એટલે સુધી કે ગોપનાથ મહાદેવને ચૈતન્યશિષ્યના રચેલા એક નાટકના ટીકાકાર તરીકે ગણે છે અને નરસિંહ મેહેતાને ગોપનાથ મહાદેવ પ્રસન્ન થયા તે વાતને ઉરાડી દે છે. પણ આ ચર્ચાના પરિણામે આજે ૨૭ વરસે તેનો નિર્ણય વધારે પ્રમાણો પ્રકાશમાં આવતાં, થઇ જાય છે, કે નરસિંહ ઉપર દૂર સુદૂરના બંગાળના આચાર્ય ચૈતન્યની મુદ્દલ અસર થઇ નથી, અને નરસિંહની વાણી સ્વયંઉર્મીવાળી અને સ્વાનુભવયુક્ત છે' તેમ એની જ્ઞાન-ભકિતની જ્વાળા સ્વતંત્ર પ્રકટી પ્રકાશી રહી છે, એમ ચોક્કસ થાય છે.

## (૭) રા. મુનશીનો તર્કવાદ

રા. રા. મુનશીએ કેવળ શુષ્ક તર્કવાદ ચલાવવા કરતાં પોતે જાતે કશે કંઇ નવી શોધખોળ કરી હોતે કે કોઇ મારફતે કરાવી હતે, અને તે જાહેર જનતા આગળ રજુ કરી તેના આધારે નરસિંહ મહેતા વિષયક વૃદ્ધમાન્ય હકીકતો ખોટી ઠરાવી હતે તો તો જાણે કંઇ સમજ્યા, કે તેમણે લીધેલો પરિશ્રમ અને તર્ક લેખે છે. પણ બીજાઓએ પૂર્વે જે કંઇ રજુ કર્યું હોય તે સર્વ તર્ક ચલાવી ખોટું છે એમ કહેવું, તથા હાલે પણ અન્ય

શોધકો વગેરે જૂનાને ટેકો મળે તેવું શબ્દ કરે તેને પણ આગ્રહ કલમના એક ઝાટકાથી ખોટાં ઠરાવ્યાં જવું, એ કોઇ પણ રીતે શોભાસ્પદ કે બુદ્ધિસ્પદ નથી. મારું એમ કહેવું નથી કે અત્યાર સુધીનું શોધેલું અને નક્કી કરેલું સર્વ સાચું જ હોય છે, અને તેની વિરુદ્ધ કંઇ નવીન જડી આવે અને માન્ય રાખવા જેવી કંઈ નવીન શોધ થઈ હોય તો જૂનાને–પ્રાચીન પ્રણાલિકાને જડસુની માફક પકડી રાખવી. એ પ્રમાણે મેં ચિત્રકાવ્યના કાવ્યના પરિશિષ્ટમાં મારા સ્વ. પૂજ્ય પિતાશ્રીએ બાંધેલા એક બે મત સામે, નવીન પ્રકાશમાં મળતા થઇ શકાતું નથી, એમ સ્પષ્ટ જણાવેલું છે. અને અલબત્ત બન્યું ત્યાં સુધી તેમના મતનો બચાવ પણ કર્યો છે, પણ જ્યાં વિરૂદ્ધ વાત આવી ત્યાં સાચી ટીકા કરી ખુલાસો કર્યો છે. તે પ્રમાણે રા. મુનશી કોઇ શિલાલેખ કે તામ્રપત્ર પોતાના મંતવ્યના સમર્થનમાં શોધી લાવ્યા હોત તો તેમનો મત સર્વ કોઈ માન્ય કરતે, પણ "ચારણી સાહિત્યની મદદથી ૫૦૦ વર્ષ પર થઇ ગયેલા પુરૂષનો જીવનકાળ શોધવાનો પ્રયત્ન કરવો, એને બાલીશતા." (કૌમુદી જુન ૧૯૩૩ પાનું ૪૧૮) કહેવી, અને કોઇ વાર કોઇ દાખલામાં પુરાણ જેવા ધર્મગ્રંથોની વંશાવલી શિલાલેખથી ખોટી ઠરી હોય, અને આવા શિલાલેખો તામ્રપટોથી ખોટા ઠર્યા હોય, તેથી બધાંજ વંશાવલી, શિલાલેખો, તામ્રપટો, અને ચારણી સાહિત્ય વગેરે દરેક વખતે દરેક કેસમાં નિત્ય ખોટા ઠરાવી દેવા, એ તે ક્યાંનો ન્યાય? (જૂઓ કૌમુદી જુન ૧૯૩૩ પાનું ૪૧૮).

## (૮) રા. મુનશીનો ખીજવાટ અને ભ્રમવાળાની મશ્કરી

રા. મુનશીએ પોતાના "નરસિંહ મહેતાનો કોયડો" એ લેખના ૧૮ મા વિભાગમાં પેટા અંક ૪ માં મીઠા કવિએ જે નોંધ રાખી છે, અને તે સં. ૧૯૮૭ ના "ગુજરાતી"ના દીવાળીના ખાસ અંકમાં અને "નરસિંહ મહેતો અને મીઠો કવિ"–એ નામની છૂટી છપાવેલી પુસ્તિકામાં છાપી છે, તેથી બહુજ ખીજવાઈ જઇને મશ્કરી કરીને તેઓ લખે છે. જેમ કે "મીઠો કવિ જબરો ઇતિહાસ નોંધનાર છે!" નરસિંહ મહેતાના જીવનમાં આવતા દરેક પ્રસંગના તે "વર્ષ તિથિ થોડાક પદમાં આપી દે છે" "જાણે આ કોયડાનો ઉકેલ કરવાની જરૂર પડશે એમ અગમચેતી ન થઈ હોય! આટલાં નાનકડાં થોડાં પદોમાં આટલી વર્ષપરંપરા જ એ કૃતિઓને અવિશ્વસનીય ઠરાવે છે, એટલું જ નહીં, પણ કોઇએ કંઇ હેતુસર આટલાં વર્ષો અંદર ઉમેર્યાં હોય કે રચ્યાં હોય એવો સંશય પેદા કરે છે." (શી દલીલ? અને શો ખીજવાટ?)

મજકુર લેખની પાંચમી પેટા કલમમાં પણ રા. બધેકાએ શોધખોળ કરી જણાવેલી હકીકતને રા. મુનશી હસી કાઢે છે, અને તેની પછીની ટીકા પણ તેવી જ પદ્ધતિની છે. અને તેના છેલ્લા વાક્યમાં આંગ્લ કવિવર શેક્સપિયરના "મીડ–સમર નાઇટ ડ્રીમ" નામક નાટક[મધ્ય ગ્રીષ્મ રાત્રિનું સ્વપ્ન]માંથી એક હાસ્યજનક વાત કાઢી મીઠાએ રચેલું ગધેડાનું માથું રા. બધેકાએ નરસિંહ મહેતાને પહેરાવી દીધું છે, એમ મશ્કરી કરતાં લખે છે કે: "નરસૈંયા! તારો તરજુમો ખરેખર થયો છે." હવે આ ગધેડાનું માથું રા. બધેકાએ નરસિંહ મહેતાને પહેરાવ્યું છે કે રા. મુનશીએ, તે વિચારવા જેવું છે. રા. બધેકા મીઠાના કાવ્યો પ્રકટ કરી નરસિંહ મહેતાની કીર્તિ વધારે છે, ત્યારે રા. મુનશી એને ચૈતન્યની અસર નીચે આવેલો જણાવી નરસિંહ મહેતાની

કીર્તિને મેશ લગાડે છે. રા. મુનશી કહેવા નીકળ્યાં છે કે જૂના વિચારકો સ્વ. ઇચ્છારામ, હરગોવિંદદાસ કાંટાવાળા, કવિ નર્મદાશંકર, વલ્લભજી આચાર્ય, શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસ, મણિશંકર જટાશંકર કીકાણી, કવિ દલપતરામ વગેરે નરસિંહ મહેતાનો સમય નક્કી કરવામાં મૂર્ખા અને ખોટા હતા, તેઓને તર્ક કરતાં આવડતાં નહીં, પ્રાપ્ત સામગ્રીને કસોટીએ ચઢાવી કસી જોતાં નહીં, પણ હું આજે કંઇ પણ નવીન મુદ્દાવાળી શોધખોળ કર્યા વગર કેવળ તર્કબાજી લડાઉં છું તે સાચો છે. ગુર્જરી સાક્ષરી જનતા રા. બધેકાએ, રા. અંબાલાલ જાનીએ, રા. દુર્ગાશંકર શાસ્ત્રીએ અને બીજાઓએ આપેલા જવાબથી સારી રીતે સમજી લઇ શકશે કે શેકસપીયરના 'બોટમે' પહેરેલું ગધેડાનું ડોકું કોણે નરસિંહ માથે બંધબેસતું કરી દીધું છે ?

રા. ભાઈ મુનશીના લેખના ૧૮ મા વિભાગનો સાર ટુંકમાં એ છે કે રા. બધેકાએ અને મેં એકઠા મળી જઇને ૧૯૮૭ ના "ગુજરાતી"ના દીવાળીના ખાસ અંકમાં રા. મુનશીએ ઉભા કરેલા નરસિંહ મહેતાના કોયડાને ખોટો ઠરાવવા ગુપ્ત કાવતરૂં રચ્યું છે; આ તેમનો ભ્રમ તોડવાની જરૂર છે.

## (૯) રા. રા. બધેકાની મદદ કેમ પ્રાપ્ત થઇ?

ત્રિકમદાસનાં કાવ્યો અને ચરિત્ર છપાવ્યાં ત્યારે મારે રા. બધેકા સાથે કોઇ પણ જાતનો પરિચય નહોતો. તેઓ એક વિદ્વાન જોશી અને બાહોશ ગણિત શાસ્ત્રી, તથા પ્રાચીન કંઠસ્થ અને હસ્તલિખિત સંસ્કૃત તેમજ ગુજરાતી સાહિત્યના શોખીન છે, એટલુંજ માત્ર જાણતો. એ પહેલાં મારે તેમની સાથે એકજ વાર મુલાકાત થયેલી. એ સિવાય વિશેષ કંઇજ નહીં. તેથી તો મેં ત્રિકમદાસના કાવ્યની પાછળ જે પરિશિષ્ટમાં કોયડાનો ઉકેલ કરવાનો પ્રયત્ન કર્યો છે, તેમાં રા. બધેકાના ગણિત જ્ઞાન વિષે પીલાઇના ગણિતને આધારે સહેજ શંકા દર્શાવી છે. જો મારે અને એમને હાલમાં છે તેવો ગાઢ પરિચય હોત તો તેવી ટીકા મારા હાથથી થતે નહીં.

મજકુર કાવ્ય પ્રસિદ્ધ થયા પછી તેમનું કોઇએ એ બાબતમાં ધ્યાન ખેંચ્યું; અને ભાવનગરના સુપ્રસિદ્ધ લેખક અને વિચારક રા. રા. માનશંકરભાઇ મારફતે તેમણે ખુલાસો મોકલ્યો, અને મારી ટીકા તેમને અન્યાય કરનારી છે, એ વિષયનું તેમનું ચર્ચાપત્ર પણ "ગુજરાતી" પત્રમાં છાપ્યું. તેમાં નરસિંહ મહેતાનો સમય નિશ્ચિત કરવા માટે અને તેમણે પહેલ વહેલા મીઠા કવિના કંઠસ્થ સાહિત્ય વિષે ખબર આપી, તે દરમ્યાન તેમણે નડિયાદ મુકામે રા. રા. સાક્ષર છગનલાલ હરિલાલ પંડયાના પ્રમુખપણા નીચે મીઠા કવિના કંઠસ્થ સાહિત્ય વિષે જાહેર વ્યાખ્યાન આપ્યું, કેટલાંક કાવ્યો તેમણે મોઢેથી પ્રજા સમક્ષ ગાઇ સંભળાવ્યાં. તે ઉપરથી મેં તેમની સાથે પત્રવહેવાર શરૂ કર્યો, અને તેમની પાસેથી મીઠાનાં કાવ્યો, પદો વગેરેની માંગણી કરી, અને તેમણે મીઠાનું મંડપમેળાનું સાહિત્ય મોકલી આપ્યું; અને તે મેં પહેલી વાર તેજ વર્ષના (સં. ૧૯૮૭) દીવાળીના અંકમાં છાપ્યું, અને ઉપયોગી જણાવાથી તેની છૂટક નકલો પણ છપાવી, અને તેનો પ્રચાર વિદ્વાનોમાં કર્યો.

આ કેવળ સહજ સ્વાભાવિક બની આવેલી વસ્તુસ્થિતિ છે. રા. બધેકાજીએ જે હકીકત પૂરી પાડી તે તેમના શબ્દોમાંજ લખી છે; નરસિંહ મહેતાના જીવન

પ્રસંગના ચમત્કારાદિના વર્ષો પણ તેમણે જે પ્રમાણે સાધુસંતો પાસેથી મેળવી આપ્યાં તેજ પ્રમાણે છાપ્યાં છે. એમાં રા. મુનશીની દલીલો તોડી પાડવા માટે અગમચેતી અને હેતુપુરઃસર રચના અને વર્ષો વગેરેની ધાલધૂસક વગેરેની ગંધ પણ નથી. રા. મુનશીને પોતાની દલીલ ખોટી પડતાં તેવું લાગી આવે તેમાં બીજાનો કોઇ ઉપાય નથી.

સારાંશ એ છે કે રા. મુનશીને કંઠસ્થ સાહિત્યને માન્ય રાખવું નથી. તો ખેર, આપણે આ કંઠસ્થ સાહિત્યની વાત પડતી મૂકીશું. રા. બધેકાએ પણ કંઠસ્થ સાહિત્ય છોડી દઇને હસ્તલિખિત અને એક વાર છપાઈ ગયેલાં પુસ્તકોમાંથી પ્રમાણો આપી નરસિંહ મહેતા સં. ૧૫૦૬ થી તે ૧૫૪૯ સુધીમાં જીવતા હતા તેના અચૂક પૂરાવાઓ આપ્યા છે, તે તો માન્ય રહેશે એવી આશા છે. રા. મુનશીને ત્રિકમદાસની રચેલી પર્વતપચ્ચીશીમાં આપેલું સં. ૧૫૦૧ નું વર્ષ પર્વત મહેતા અને નરસિંહ મહેતાના જીવનકાળ માટે માન્ય રાખવું નથી. કારણ કે તે પોતાની માનીતી થીઅરીને અડચણ કરતા થઈ પડે છે. છતાં આ માટે માનવું નથી, તેના સ્પષ્ટ કારણો હજી તેઓ દર્શાવી શક્યા નથી.

## (૧૦) જૂના ગુજરાતી સાહિત્યમાં ચરિત્રસાહિત્ય

આપણા ગુજરાતી સાહિત્યમાં કોઇએ જીવનચરિત્રો લખ્યાં નહિ, લખ્યાં તેણે વર્ષો આપ્યા નહીં, તે માટે ભારે શોક વારેવારે દર્શાવાય છે. પણ મારે કહેવું જોઇએ કે ચારણ કવિ મીઠો એ જૂના જમાનામાં એક પ્રકારનો ચરિત્રકાર અને ઇતિહાસકાર હતો, એમ હવે કહી શકાય. એણે નરસિંહ મહેતાનું ચરિત્ર વર્ષ વાર લખ્યું છે. તેનું તમામ સાહિત્ય હજી હાથ આવ્યું નથી; છતાં પણ તેણે આપેલા વર્ષો વગેરે સાવ ખોટાં છે, એવું પૂરવાર કરનારૂં એક પણ પ્રમાણ મળ્યું નથી. એ ઉપરાંત રા. બધેકાએ હસ્તલિખિત અને મુદ્રિત ગ્રંથોના પુરાવાઓ આપ્યા છે. વલ્લભદાસે પણ મીઠાની માફક વર્ષ વાર હકીકત આપી છે. એ રીતે જોતાં ઇતિહાસમાં આ રીતે વર્ષ વાર કવિચરિત્ર લખનારા બે કવિઓના દાખલા મળે છે. રા. મુનશી આંખ ખોલીને તે જોશે અને વધુ તપાસ કરાવશે તો આવા બીજા લેખકોના દાખલા પણ સાંપડવા સંભવ છે. વલ્લભદાસ ઘણે વરસે માહિતી મેળવી લખે છે, તેમાં વર્ષોમાં ફેરફાર આવે છે ખરો, પણ તે નરસિંહ મહેતાને સં. ૧૫૫૦ થી ૧૬૨૦ સુધીનો ઠરાવવા માટે નહિ, પણ વૃદ્ધમાન્ય ૧૪૬૫–૭૦ થી તે ૧૫૩૬–૪૪ સુધી ઠરાવવા માટે છે.

કવિ વિશ્વનાથ જાનીએ, પ્રેમાનન્દે અને બીજાઓએ નરસિંહ મહેતાનાં ચરિત્રો લખ્યાં છે, પણ કોઇને વર્ષ આપવાનું મહત્વ જણાયું નથી.

તે પછી એક વલ્લભદાસ નામનો કવિ થઈ ગયો છે. રા. માનશંકર મહેતા એક પત્રમાં જણાવે છે કે એ ખંભાતનો વતની હતો. તેમના "નાગરોત્પત્તિ" નામના ગ્રંથમાં એને પ્રેમાનંદ સુત વલ્લભ માનેલો છે, તે ભૂલ છે, એમ પાછળથી જણાયું છે. કાવ વિષે મેં ઉપર હકીકત આપી છે. આ કવિએ પણ મીઠાની માફક તેને પ્રાપ્ત થયેલા નરસિંહ મહેતાના જીવનપ્રસંગોનાં મુખ્ય મુખ્ય વર્ષો આપેલાં છે. ઉપરાંત વડનગરના નાગરોનો ઇતિહાસ પણ વર્ષ વાર આપ્યો છે. આ કવિના કાવ્યની એક હાથપ્રત અમરેલીવાળા મારા સહસંપાદક રા. નયનસુખરાય વિનોદરાય મજમુદાર

કવિ વલ્લભદાસે વડનગર ભાગવાનાં આપેલાં વર્ષો:-

પ્રથમ-સં. ૬૪૫ ના માઘ માસમાં.

બીજી વાર સં. ૧૨૭૨ ના કારતક માસમાં.

ત્રીજી વાર સં. ૧૭૮૨ માં.

નરસિંહ મહેતાના સંબંધમાં જે વર્ષો કવિ વલ્લભદાસે આપ્યાં છે તે નીચે પ્રમાણે છે:-

(૧) સં. ૧૪૮૮ માં મહેતા પરણ્યા. માણેક મહેતી સાથે; સસરાનું નામ રઘુનાથરાય.

(૨) સં. ૧૪૮૪ વૈશાખ સુદ ૧૧. શ્રી રણછોડજી જુનાગઢમાં ગોમતી વાવમાં પર્વત મહેતાને ત્યાં પધાર્યા.

આ રણછોડજીના મંદિરમાં નરસિંહ મહેતે દશાવતારલીલા ચીતરી, ચીતરાવી.

નોંધ-પર્વત મહેતાથી ૧૦ મી પેઢીએ અવતરેલા વૈષ્ણવ ત્રિકમદાસ ભક્તના કથન પ્રમાણે રણછોડજી પર્વત મહેતાને ત્યાં સં. ૧૫૦૧ ના માગશર સુદ ૬ ને બુધવારે માગરોલમાં ગોમતી વાવમાં પધારે છે, ત્યાં દીવનો સલાટ વાસુદેવ સિંહાસન ઘડીને લાવે છે. આ સિંહાસનના કઠેરામાં દશાવતારની લીલા કોતરેલી છે. આ કાળા પત્થરનું સિંહાસન માંગરોળમાં રણછોડજીના મંદિરમાં છે, અને મારા કાઠિયાવાડના પ્રવાસમાં તે મારૂં જોયલું છે. એટલે આ વિષયમાં વલ્લભદાસ કરતાં ત્રિકમદાસનું કથન વિશેષ માનવા જેવું છે. રા. હીરાલાલ પારેખ સં. ૧૪૮૪ નું વર્ષ મનાવવા માગે છે, જો રા. મુનશીને એ મત સ્વીકાર્ય હોય તો અમને કશો વાંધો નથી. માંગરોળના સિંહાસનની હકીકત રા. કેશવરામ શાસ્ત્રીએ પણ "ગુજરાતી" પત્રના ૧૯૮૭ ના શ્રી કૃષ્ણાંકમાં સવિસ્તર છપાવી છે.

સાળીનું મેણું પરણ્યા પહેલાં.

(૩) સં. ૧૪૯૪ માં શામળદાસનો જન્મ.

(૪) સં. ૧૪૯૯ ના માઘ સુદ ૫ હુંડીનો પ્રસંગ.

શામળદાસના પરણ્યા પહેલાં શ્રાદ્ધનો પ્રસંગ. શ્રાદ્ધ-સાંવત્સરિક છે.

(૫) સં. ૧૫૦૭ વૈશાખ સુદ ૫ શામળદાસનાં લગ્ન.

કવિ મોઠો જણાવે છે તે વર્ષો

(૧) સં. ૧૪૮૨ ના વૈશાખ સુદ ૩ મેતા પરણ્યા.

રઘુનાથરામ મેહેતાનો સસરો, જુનાગઢ મજેવડીમાં.

(૨) સં. ૧૪૮૬ શામળદાસનો જન્મ.

(૩) સં. ૧૫૦૧ માં રણછોડજી માંગરોળ પધાર્યા.

કવિ વિશ્રામદાસના મતને ટેકો આપે છે.

(૪) સં. ૧૪૯૫ સાળીના મહેરૂનો પ્રસંગ.

(૫) સં. ૧૫૦૩ ભાદ્ર સુદ ૭ શામળદાસનાં લગ્ન

(૬) સં. ૧૫૦૨ પોષ વદ ૨ હૂંડી લખી.

(૭) સં. ૧૫૦૨—પોષ વદ ૦) હૂંડી સ્વીકારાઇ.

(૮) સં. ૧૫૦૪ કાર્તિક સુદ ૭ શ્રાદ્ધ.

આ પ્રમાણે આ બંને કવિઓ નરસિંહ મહેતાનાં જીવનચરિત્રો લખતાં પોતાની માહિતી પ્રમાણે ઇતિહાસનાં વર્ષો વગેરે જણાવે છે. પણ કોઈ રા. મુનશીના મતને ટેકો આપે એવાં વરસો આપતા નથી. ગુજરાતી સાહિત્યમાં તેમનાં કાવ્યો આ દૃષ્ટિએ મહત્વનાં મનાવાં જોઇએ; તેને બદલે રા. મુનશી તેને પોતાની માનીતી થીઅરીને સાચી ઠરાવવા માટે ખોટાં જાહેર કરે છે, એ કેટલું અજાયબીભર્યું છે. મીઠાનું સાહિત્ય તો હજી કંઠસ્થ છે તે મળ્યું છે, પણ વલ્લભદાસનું કાવ્ય તો લખેલું મળે છે. શું તે ખોટું છે એમ રા. મુનશી ઠરાવી શકશે? અથવા તો અગમચેતીથી અમે કોયડાનો ઉકેલ કરવા માટે હેતુપુરઃસર રચી કે રચાવી કાઢ્યું છે એમ મનાવશે? આ કાવ્યની જાણ મારા પૂર્વે ઘણાને હતી તે તો મેં આરંભમાં કહ્યું છે; અને એની એક બીજી પ્રત સ્વ. તનસુખરામ ત્રિપાઠી પાસે મેં જોઈ હતી. અને તે નડિયાદની ડાહી લક્ષ્મી લાયબ્રેરીના સંગ્રહમાં છે. એ પ્રતિનો આખરનો થોડોક ભાગ ફાટેલ તૂટેલ હોઇને રા. રા. અંબાલાલ જાનીએ એક બીજી જૂની પ્રતિ ઉપરથી ઉતારી તે સાથે સામેલ કર્યો છે. એ પ્રતિ કદાચ શાસ્ત્રી વ્રજલાલની હશે. "ગુજરાતી" ના દીવાળીના ઇ. સ. ૧૯૨૩ ના અંકમાં સ્વ. વ્રજલાલ શાસ્ત્રીએ નરસિંહ મહેતાનું જે જીવનચરિત્ર લખી તેમાં વર્ષો આપ્યાં છે, તે મારૂં એમ માનવું છે કે તેમણે વલ્લભદાસના કાવ્ય ઉપરથી આપેલાં હોવાં જોઇએ. આ ઉપરથી વાંચનાર જોઇ શકશે કે રા. મુનશીએ ઉભો કરેલો કોયડો ખોટો છે, અને રૂઢમાન્ય વાતોજ બીજા પૂરાવાઓથી સાચી ઠરે છે.

(લેખાંક ૯ મો: "ગુજરાતી" તા૦ ૩૦-૭-૩૩)

## નક્કી કરવાનો મુદ્દો:-ચારણ કવિ ઈશ્વરદાસ અને શ્રીકલ્યાણરાયજીનાં વચનોની સત્યતા

રા. રા. બધેકાએ નરસિંહ મહેતાના સમકાલીન કવિઓ અને વિદ્વાનોના રચેલા અને એક વાર છપાયલા ગ્રંથોમાંથી ચોક્કસ પુરાવાઓ આપેલા છે. બીજા સાશ તરફથી ત્રિકમદાસના કાવ્યમાં રજુ કરાયલા પુરાવાઓને, રા. મુનશીએ કોઇ પણ સબળ કારણ દર્શાવ્યા વગર, વિશ્વસનીય પુરાવાઓની ગણત્રીમાંથી કાઢી નાંખ્યા છે. તેટલા માટે તેના સમર્થનમાં નીચેના પુરાવાઓ હું અહીં રજુ કરૂં છું:

## ઈશ્વરદાસ અને કલ્યાણરાયનાં વચનોમાં અશ્રદ્ધા

રા. રા. મુનશી, તેમના લેખના ૧૦ મા વિભાગમાં ઈશ્વરદાસ ચારણના "તિથિ-કાવ્ય" ઉપરથી જે વર્ષ સં. ૧૬૨૧ નું પુરાવા તરીકે રજુ કરાયું છે તે સંબંધમાં લખે છે કે, "આ ઈશ્વરદાસ કવિનો પુરાવો મને અવિશ્વસનીય લાગે છે. (શા માટે?) આ કવિનો કાળ નિર્ણય ચોક્કસ હોય અને આ કાવ્ય એનું હોય તો સં. ૧૬૨૧ માં મામેરાનો આવો ઉલ્લેખ, નરસિંહનો જન્મ સં. ૧૪૭૦ માં કે ૧૫૭૦ માં, તેનો નિર્ણય કરવામાં કોઈ પણ રીતે મદદ કરતો નથી." ઇત્યાદિ. (જુઓ "કૌમુદી" એપ્રીલ ૧૯૩૩)

બીજું શ્રીવલ્લભાચાર્યના પૌત્ર શ્રીકલ્યાણરાયજીએ નરસિંહ મહેતા વિષે જે ઉલ્લેખ કરેલો છે તેનું ટાંચણ "ત્રિકમદાસનાં કાવ્યો" માં પુરાવા રજુ કરતી વેળાએ હું આપી શક્યો નહોતો, માત્ર તે સંબંધમાં સ્વ. તેલીવાળાનો આધાર આપેલો હતો. તે સંબંધમાં રા. મુનશી લખે છે કે, "મોંઢાની વાતોને હજી બીજી પુષ્ટિ મળી નથી" અને "કલ્યાણરાયજીવાળી સામગ્રી તો હજુ હવામાં છે." (જુઓ, 'કૌમુદી' એપ્રીલ ૧૯૩૩ પાનું ૩૦૮-૩૦૯ વિભાગ ૯ અને ૧૧) વળી તેઓ ઉમેરે છે કે "ઈશ્વરદાસના સમય અને કૃતિ અનિશ્ચિત છે, અને તેના ઉપર ધોરણ બાંધવું અઘરૂં છે."

## રા. મુનશીની શંકા

આવાં સર્વ ઉદ્દંડ અનુમાનો ઉપરથી રા. રા. મુનશી નરસિંહ મહેતાનો જન્મકાળ સં. ૧૫૫૦ નો ઠરાવવા માગે છે. (જૂઓ "કૌમુદી" એપ્રીલ ૧૯૩૩ પાનું ૩૦૯) અને નરસિંહ મહેતા ૭૦ વર્ષ જીવ્યા હોય તો આશરે સં. ૧૬૨૦ માં ગુજરી ગયેલા માને છે. (જુઓ, "કૌમુદી" એપ્રીલ ૧૯૩૩ પાનું ૩૦૭) અત્યાર સુધીમાં વૃદ્ધોએ જે વર્ષો નરસિંહ મહેતાના જન્મમરણનાં (સં. ૧૪૭૦ થી ૧૫૩૬) માન્યાં છે, તે ખોટાં છે, એવું તેમનું કહેવું છે, કારણ કે નરસિંહ મહેતાના સંબંધમાં જે ઉલ્લેખો મળી આવે છે તે સં. ૧૬૫૦ પછીના મળે છે; એવું તેમનું વાચન છે. તો એમનો પ્રશ્ન એ છે કે સં. ૧૫૦૦ થી ૧૬૫૦ સુધીમાં થઈ ગયેલા કોઇ ગુજરાતી કવિએ શા માટે એમના સંબંધમાં કશું લખ્યું નથી? તેને અંગે પછી તેઓ ચૈતન્યની અસર નરસિંહ મહેતા ઉપર થયેલી જોવા માટે ભક્તિનું પ્રકરણ પીંખે છે. આ પ્રમાણે રા. મુનશી બધાને ખોટા ઠરાવી કેવળ પોતાને અપૂર્વ શોધક ઠરાવવા માગે છે. કેવળ અનુમાનો

કરવા સિવાય, તેના સમર્થનમાં કોઈ Positive 'નક્કર' પૂરાવો તેમણે રજુ કર્યો હતે તો તે કદાચ વિચારાતે તેમ સ્વીકારાતે. પણ અનુમાનની ઇમારત ઘણી વાર નબળી હોય છે તે હવે તેમને જણાયું હશે. અસ્તુ.

## ઈશ્વરદાસનાં કાવ્યો પ્રામાણિક છે

ચારણ કવિ ઈશ્વરદાસની હકીકત આ આધારે રા. મુનશી અવિશ્વસનીય ગણે છે તે જણાવેલું નહીં હોવાથી સમજાતું નથી. ભાવનગરના રાજકવિ પિંગળશી પાત ભાઇ અને લીંબડીના રાજ્ય આશ્રિત કવિ શંકરદાનજી—બન્નેએ ઈશ્વરદાસ સંબંધમાં પુષ્કળ શોધખોળ કરીને તેનું ચરિત્ર લખ્યું છે, અને તેનું "હરિરસ" કાવ્ય પ્રસિદ્ધ કર્યું છે; છતાં આ બે કવિઓના પુરાવાઓ ખોટા છે, એવું કોઇ કારણ રા. મુનશી લાવી શક્યા હોત તો, આપણને સમજાતે; પણ તેવું કોઈ કારણ રજુ તો કરી શકતા નથી, એટલે માત્ર "હું કહું તે માનો" એવા મતને જ માન આપવું, એમ ઠરે છે.

અહીં હું ફરીથી કહું છું કે રા. મુનશી પ્રતિપક્ષીના મતનું ખંડન કરતાં કોઈ પુરાવાઓ લાવવાની કડાકૂટ કરતા જ નથી. તેઓ માત્ર કલમના એક જ ઝટકે શેરો મારવાની અને સામાનું કહેવું ખોટું છે, એમ કહેવાની તેમની પદ્ધતિ છે. તેઓ સામા પાસે પુરાવા માગે છે, પણ પોતે તેના સામા પુરાવા રજુ કરવાની ફરજ વિચારતા નથી.

રા. બધિકાએ સં. ૧૯૮૮ ના "ગુજરાતી" પત્રના દીવાળીના ખાસ અંક માં નરસિંહ મહેતાને કોની કોની સાથે વિદ્વત્સમાગમ થયેલો તેનાં કવિ મીઠારચિત કેટલાં પદો આપેલાં તે મેં છાપ્યાં છે. તેમાંના એક સમાગમપદમાં ઈશ્વરદાસ સં. ૧૫૪ માં નરસિંહ મહેતાને મળ્યા એવું દર્શાવેલું છે, અને ત્યાં નરસિંહની વાણી સાંભળીને ઈશ્વરદાસને પોતાનો ઉગતા નવા કવિ તરીકેનો ગર્વ નરમ કરવો પડયો, એવું ઉક્ત પદમાં જણાવેલું છે. તેના ઉપર એક ટિપ્પણુ પણ મેં આપેલું છે. આ કાવ્યથી જણાશે કે કવિ ચારણ ઈશ્વરદાસ સં. ૧૫૪૦ માં અને ઉપલા બે ચારણ કવિઓની શોધ ઉપરથી સં. ૧૬૨૧ માં હૈયાત હતા, એટલું તો સિદ્ધ થાય છે. ઈશ્વરદાસનો જન્મ સં. ૧૫૧૫ માં અને અવસાન ૧૬૨૨ માં થયાનું કહેવાય છે. એટલે ઈશ્વરદાસે અમરેલી મુકામે ત્યાંના ઠાકોરના દીકરાને જીવાડવા ગાયેલા તિથિકાવ્યમાં નરસિંહ મહેતાનું નામ દીધું છે, તે ખોટું તો નથીજ.

પણ રા. મુનશીને તો મીઠા કવિના કાવ્યો કંઠસ્થ મળતાં હોવાથી સાચાં માનવા નથી, અને બીજાઓની શોધ પણ માનવી નથી, ત્યાં તેમને સમજાવવાનો બીજો કોઈ ઉપાય નથી. પણ સં. ૧૫૪૦ માં અને તે પહેલાં નરસિંહ મહેતા જીવતા હતા એટલું અત્યાર સુધીમાં રજુ થયેલા પુરાવાઓથી સુજ્ઞ વાચકો તો સમજી શકશે. ઉપરના બન્ને ચારણ કવિઓ ઈશ્વરદાસ ગિરનારની યાત્રાએ એ સમયે આવે છે, એટલું તો જણાવે છે, અને મીઠો એક પ્રસંગ વર્ણવે છે, એટલે તે ખોટું માનવા જેવું નથી.

## શ્રી કલ્યાણરાયનું વચન પણ પ્રામાણિક છે

હવે શ્રીકલ્યાણરાયજીના સંબંધમાં સ્વ. મૂળચંદ તેલીવાળાએ કરેલી વાત નાપાયાદાર નથી તે દર્શાવવાનું રહ્યું. આ વિષયમાં "મુંબઈ સમાચાર"માં તંત્રીવિભાગમાં

કામ કરતા રા. રા. ગોરધનદાસ પ્રાગજીભાઈ ઠક્કરનો મારે આભાર માનવાનો છે. તેમણે આ ચર્ચા વાંચીને શ્રીકલ્યાણરાયજીનું વચન છાપેલા પુસ્તકમાં ક્યાં છે તે મને બતાવ્યું.

શ્રી વલ્લભાચાર્યે "પુષ્ટિપ્રવાહમર્યાદાભેદ" નામનો એક પ્રકરણગ્રંથ રચ્યો છે. તેના ઉપર પ્રાપ્ત સર્વ ટીકાઓ સ્વ. તેલીવાળાએ ઇ. સ. ૧૯૨૫ માં છપાવી છે. તેમાં શ્રીકલ્યાણરાયની એક વિવૃત્તિ છે. આ શ્રીકલ્યાણરાયજી તે શ્રીવલ્લભાચાર્યના પ્રપૌત્ર એટલે કે તેમના પુત્ર શ્રીગુસાંઇજી વિઠ્ઠલનાથજીના બીજા પુત્ર શ્રીગોવિંદરાયના પુત્ર થાય. એમનું પ્રાકટ્ય વિ. સં. ૧૬૨૪ માં ગોકુલમાં થયેલું અને તેમને ત્યાં સં. ૧૬૪૭ ના ભાદરવા વદ પાંચમે શ્રી હરિરાયજી મહાપ્રભુજીનું પ્રાકટ્ય અને સં. ૧૬૪૯ માં ગોપેશ્વરજીનું પ્રાકટ્ય થયું હતું. એટલે શ્રીકલ્યાણરાયજીની ભૂતળ ઉપર સ્થિતિ સં. ૧૬૨૪ થી તે ૧૬૪૯ સુધી તો નિર્વિવાદ સિદ્ધ થાય છે. આ શ્રીકલ્યાણરાયજી શ્રીગોકુલ છોડીને બીજે કશે ગયા નથી. તેમણે લેખનકાર્ય મોટે ભાગે ગોકુલમાં રહીનેજ કર્યું છે. જૂનાગઢથી આટલે દૂર સ્થળે નરસિંહ મહેતાના સમય પછી તેની કીર્તિ તેમને કાને આવી હતી અને તે ઉપરથી તેમણે તેનું નામ ટીકામાં લખ્યું છે. અથવા વિકલ્પે એમ માનીએ કે તેઓ કોઇ વાર કાઠિયાવાડ સોરઠમાં પધાર્યા હોય, (જેમ શ્રીવલ્લભાચાર્ય અને શ્રીવિઠ્ઠલનાથજી વગેરે પધાર્યા હતા તેમ) અને ત્યાં જૂનાગઢમાં નરસિંહ મહેતાની કીર્તિ સાંભળી હોય અને તે ઉપરથી લખ્યું હોય તો તે પણ સંભવિત છે.

જૂનાં કીર્તનનાં પુસ્તકોમાં વલ્લભસંપ્રદાયના અષ્ટસખાનાં પદો ભેગાં નરસિંહ મહેતાનાં પદો કીર્તનો ઘણાં મળી આવે છે, તેમાં લખ્યાં વર્ષ સામાન્ય રીતે હોતું નથી, નહીં તો આ કીર્તનોની હાથપ્રતો નરસિંહ મહેતાનો સમય નક્કી કરવામાં ઘણી કામ આવે. આવા કોઇ કોઇ ગ્રંથ ઉપરથી તેમણે નરસિંહ મહેતા વિષે જાણ્યું હોય તો તે અસંભવિત નથી.

ગમે તેમ હો પણ શ્રીકલ્યાણરાયજીએ નરસિંહ મહેતાનું નામ ભક્ત તરીકે ગણ્યું છે. પુષ્ટિપ્રવાહમર્યાદાગ્રંથમાં પુષ્ટિભક્ત, પ્રવાહપતિતભક્ત, અને મર્યાદાભક્ત કેવા હોય છે તે વર્ણવેલું છે. તેમાં ૨૦ મા શ્લોકનો પૂર્વાર્ધ આ પ્રમાણે છે:

भगवत्तातरम्येन तारतम्यं भजन्ति हि (२०॥)

ભાવાર્થ:—ભગવાનના તારતમ્યથી તારતમ્યને ભજે છે ઇ. આ વાક્ય ઉપર શ્રીકલ્યાણરાયજીની ટીકા નીચે પ્રમાણે છે:—

भगवदिति। 'ये भजन्ति तु मां भक्त्ये'ति वाक्यात भक्त्या भजनेन यथा यथा षड्गुणयुक्तो भगवान् तेषां हृदये प्रविष्ट ऐश्वर्यादीन् प्रकटयति, तथा तथा तारतम्यं भजन्ति उत्कृष्टा भवन्तीत्यर्थः ॥

**लौकिकेषु इदानीं प्रसिद्धेषु महेता नरसिंहाख्यादिष्वपि प्रसिद्धिबोधको हि शब्दः ॥**

એનો ભાવાર્થ એવો છે કે ગીતાના વચન પ્રમાણે ભક્તિથી જેમ જેમ છ ગુણવાળા ભગવાન ભક્તના હૃદયમાં પ્રવેશી ઐશ્વર્યાદિ ગુણો પ્રકટ કરે છે, તેમ તેમ તે ભક્ત ઉત્કૃષ્ટ થતો જાય છે. દા. ત. લૌકિકમાં નરસિંહ મહેતા વગેરે ભક્તો પ્રસિદ્ધ છે. શ્લોકમાં મુકેલો હિ શબ્દ તેનો વાચક સમજવો. (આત્મા જેને વરે છે તેનો જ ઉદ્ધાર થાય છે.)

આ ઉતારા ઉપરથી રા. મુનશીની ખાત્રી થશે કે કલ્યાણરાયજીએ નરસિંહ મહેતાનું નામ તેના એક ગ્રંથમાં ઉત્તમ કોટીના ભક્ત તરીકે લીધેલું છે, અને નરસિંહ મહેતાને જે ભક્તિ સ્ફુરી તે કોઈ ચૈતન્ય વગેરે આચાર્યની પ્રેરણાથી નહીં પણ પરબ્રહ્મ ભગવાનની પ્રેરણાથીજ થઈ છે, એમ ખુદ શ્રીકલ્યાણરાયજી કહે છે.

આ રીતે જોતાં ચૈતન્યની નરસિંહ મહેતા ઉપર અસર થયાની વાત જૂના આચાર્યોની માન્યતાથી પણ ઉડી જાય છે. નરસિંહ મહેતાની ભક્તિનો પ્રકાર અનેરો છે. એ સ્વયં સ્ફુરિત સ્વાનુભવયુક્ત છે. એના ઉપર કોઇની અસર થઇ નથી. અમે વૈષ્ણવો તો ચૈતન્યને ભક્તિ સ્વયં સ્ફુરિત માનીએ છીએ તેમ નરસિંહને પણ હતી, અને તેથી વિશેષ સ્વાનુભવવાળી હતી એમ માનીએ છીએ. ચૈતન્યમાં વિરહ ભક્તિ વિશેષ છે. નરસિંહમાં વિરહ અને સમાગમભક્તિ (વિપ્રલંભ અને સંયોગ શૃંગાર અને બીજી આઠ રસવાળી ભક્તિ) બંનેનો સુંદર સંયોગ છે. એટલી વિશેષતા છે.

આટલા વિવેચનથી સમજાશે કે શ્રી કલ્યાણરાયનું પ્રમાણ હજી હવામાં નથી, પણ છપાઇને ક્યારનુંયે પ્રકટ થઇ ગયું છે. રા. મુનશીને તો બાલકની પેઠે અનુકરણ કરવાં છે, 'હાથે ખાવું નથી પણ કોકનું ખવડાવ્યું ખાવું" છે તેના જેવો ઘાટ છે. બીજાઓ મહેનત કરી પુરાવાઓ શોધે રજુ કરે અને રા. મુનશી તે ખોટા છે એમ કહી મુંછ મરોડે.

આવા અશ્રદ્ધાળુઓની શ્રેણીમાં હવે રા. દુર્ગાશંકર શાસ્ત્રી પણ પેસતા હોય એમ ઘડીક લાગી જાય છે. તેઓને "સંસ્કૃતમાં તથા હિંદીમાં એકદમ અનેક ઉલ્લેખો" નરસિંહ મહેતા સંબંધી "મળી આવ્યા છે તે સ્થિતિ ચમત્કારિક લાગે છે." જો કે રા. બધેકાએ પોતાને તે ક્યાં ક્યાંથી કેવી રીતે મળી આવ્યા છે તે જણાવ્યું છે, છતાં સીધી રીતે તેની તપાસ કરવાનું રા. શાસ્ત્રીજી યોગ્ય ધારતા નથી.

રા. દુર્ગાશંકર શાસ્ત્રીને જરા પરિશ્રમ લઇને ભક્તિમાર્ગીય સંસ્કૃત ભાષાના અનેક ગ્રંથોનું પરિશિલન કરવા મારી વિનતિ છે. જો તેઓ વધુ શ્રમ લેઇ એવા ગ્રંથોનું અવગાહન કરશે તો એમને જણાશે કે નરસિંહ મહેતાનું નામ એક ભક્ત તરીકેની ગણના કરતી વખતે અને દૃષ્ટાંત આપતી વખતે ઘણા સંસ્કૃત અને હિંદી લેખકોએ ઉલ્લેખ કરેલો છે. એવા લેખકોમાં મારી જાણ પ્રમાણે એક શ્રીકલ્યાણરાયજી છે, અને બીજા શ્રીપુરૂષોત્તમજી છે. શ્રીકલ્યાણરાયજી વિક્રમના ૧૭મા સૈકામાં થયા છે, જ્યારે શ્રીપુરૂષોત્તમજી ૧૮ મા સૈકામાં થયા છે. એક સ્થળે તો શ્રી પુરૂષોત્તમજીએ નરસિંહ મહેતાના એક ગુજરાતી પદ—ઘણું કરીને "જાગીને જોઉં"વાળું પદ—બ્રહ્મવાદની સિદ્ધિ માટે આપેલું મને યાદ છે. પણ હાલમાં મારી પાસે પ્રસ્તુત હાથપ્રતવાળો ગ્રંથ ઉપસ્થિત નથી તેથી તેનું અવતરણ આપી શકતો નથી. રાધાવલ્લભી સંપ્રદાયવાળા ગોસ્વામી શ્રીહિતહરિવંશજી વગેરે અનેક ભક્તોએ પોતાના સંસ્કૃત અને વ્રજભાષાના ગ્રંથમાં નરસિંહ મહેતા વિષે ઉલ્લેખો કરેલા કહેવાય છે. માત્ર દીનેશચંદ્રસેનના કે ડૉ. ભંડારકરના ગ્રંથોમાં આવા ઉલ્લેખો ન આવ્યા માટે તે હયાત નથી એમ કહેવું અને અનુમાન કરવું, એ કોઇ રીતે ઉપયુક્ત નથીજ. તેમ ઓફ્રેટની સંસ્કૃત ગ્રંથ સૂચીમાં ઘણાયે સંસ્કૃત ગ્રંથોનાં નામ નથી મળતાં, છતાં તેવા ગ્રંથો હયાત છે, એ અનુભવની વાત છે. હમણાં શોધખોળ કરનારા ઘણા ગ્રંથોની

ઓનો પણ એવો જ મત છે. તેથીજ રા. ત્ર્યધિકારીએ રજુ કરેલાં પ્રમાણોના ગ્રંથોનાં નામ આફ્રેટની ગ્રંથ સૂચીમાં નથી માટે તે ખોટાં છે, એમ કહેવું વાજબી નથી.

## શ્રી નરસિંહ મહેતાની ભક્તિની અસર

રા. રા. મુનશી કેવળ દીનેશચંદ્રસેન અને એના જેવા લેખકોને આધારે ગુજરાતમાં પ્રચલિત ભક્તિ સંપ્રદાય વિષે લખે છે. પણ તે સાથે સાથે જૂના મતવાળાઓ, જેવા કે મધુસૂદન સરસ્વતી વિગેરે ભક્તિ વિષે શું લખે છે તે જાણ્યું હોત તો તેમને તે વિશેષ લાભકર્તા થઇ પડતે. બૌદ્ધના મહાયાન, વામાચાર, સહજિયા પંથ વગેરેમાં વૈષ્ણવ ભકિતનાં બીજો નથી તે એમને સહજ સમજાતે.

શ્રીવલ્લભાચાર્યનો પુષ્ટિપ્રવાહમર્યાદાભેદનો ગ્રંથ પણ તેમના જેવા ભાગવતપ્રેમીએ એક વાર વાંચ્યો હોય તો ગેરસમજ નહીં થાય. ઉલટું હું તો એવા અનુમાન ઉપર આવવા લલચાઉં છું કે શ્રીમદ્‌વલ્લભાચાર્યને પુષ્ટિમાર્ગ સ્થાપનાની પ્રેરણા કદાચ નરસિંહ મહેતામાંથી કાં ન મળી હોય? કારણ કે મહેતાનાં પદોમાં પુષ્ટિમાર્ગ શબ્દ ઘણી વાર મળે છે. વૈષ્ણવો એને માર્ગનો બધૈયો પણ કહે છે. કવિ વલ્લભદાસ પણ એક ઠેકાણે આ પ્રમાણે લખે છે:—

"નરસૈં નાગર વંશમાં, મૃત્યુલોકમાં થયો દેહ,
તે માટે શિવજી નિમિત્ત, કરી ટાળ્યો તુજ સંદેહ. ૧૦
આ રાસલીલા વૃંદાવનની, અજાદિક ઇચ્છા કરે,
એક ભક્ત અનન્ય મુજથી, સુખે અનુભવ ઉર ધરે. ૧૧
એમ કહીને, પ્રસન્ન થઇને, સખી વલ્લભ મુજને,
આ પુષ્ટલીલા ગાજે મારી, નરસૈયા કહું તુજને." ૧૨
ઇત્યાદિ.

નરસિંહ મહેતાના પોતાના શબ્દપ્રયોગોથી અને બીજા કવિના શબ્દપ્રયોગોથી પુષ્ટલીલા એ શબ્દ ગુજરાત–કાઠિયાવાડ (સોરઠમાં શ્રીવલ્લભાચાર્ય પહેલા) પ્રચલિત હતો; રાસલીલાને માટે વૈષ્ણવ ભક્તોમાં પુષ્ટલીલા–પુષ્ટિલીલા વગેરે શબ્દ પ્રયોગ ચાલુ હતા. આ વિષયમાં મેં થોડીક ચર્ચા શ્રીત્રિકમદાસના કાવ્યના પરિશિષ્ટમાં કરી છે. વળી શ્રીવલ્લભાચાર્યનો માર્ગ પણ રૂદ્રે સ્થાપેલો ગણાય છે. નરસિંહમાં પણ ભક્તિ સ્થાપનાર શ્રીગોપનાથ મહાદેવ છે. આમ પણ આ બંન્નેની પ્રાચીનતામાં મેળ આવે છે. શ્રીમદ્‌ વલ્લભાચાર્યે પોતાના ગ્રંથોમાં નરસિંહ મહેતાનું નામ લીધું નથી, એટલે મારૂં અનુમાન જરા તાણ્યુંતૂસેલું કહી શકાય. શ્રી આચાર્યે અને નરસિંહ મેહેતા વગેરે ભક્તોએ આ શબ્દપ્રયોગ શ્રીમદ્‌ભાગવતમાંથી લીધેલો, એ ચોખ્ખું છે. એટલે પાછળનાએ આગળના ઉપરથી ગ્રહણ કર્યું એવો તર્ક કરવાનો નથી. પણ જો તર્ક કરીએ તો આવો પણ તર્ક થઈ શકે, એટલુંજ મારૂં કહેવું છે.

હવે પછી શ્રી ચૈતન્યની અસર ગુજરાતમાં કે કાઠિયાવાડ–સોરઠમાં થઇ હતી ખરી કે, એના લુહાર જાતિના શિષ્ય ગોવિંદદાસનો કડછો (રોજનીશી) સાચી છે કે, એ રા. મુનશીનો મુદ્દો ટુંકમાં તપાસી શું. તેમ ગોપનાથ મહાત્મ્યનો પણ વિચાર કરીશું.

( લેખાંક ૧૦ મો: "ગુજરાતી" તા૦ ૬-૮-૩૩ )

## નક્કી કરવાનો મુદ્દો:—શું ગોવિંદદાસનો કડછો વિશ્વસનીય છે? ઉત્તરઃ નથી

### રા૦ મુનશીની દલીલ

રા. મુનશી કોગડાના ૧૫મા ફકરામાં (કોમુદી સે-૧૯૩૩-પાનું ૪૧૬) લખે છે કે, "પણ બધાથી નિર્ણયાત્મક પુરાવો ગોવિંદદાસ પૂરો પાડે છે, સં. ૧૫૬૬ માં ચૈતન્ય, ગોવિંદદાસ અને અન્ય શિષ્યો લઇ, પર્યટણે નીકળ્યા. તેની રોજનિશી ગોવિંદદાસે રાખી છે. સં. ૧૬૬૭ માં (ઇ. ૧૫૧૧ ના આગસ્ટ માસમાં) ચૈતન્ય અને ગોવિંદદાસ જૂનાગઢ આવ્યા, રણછોડજીના મંદિરમાં ગયા, અને મીરાજી બ્રાહ્મણને ત્યાં ઉતર્યાં હતા, ચૈતન્ય ગામેગામ વિષ્ણુના મંદિર અને પરમ વૈષ્ણવોનો સંસર્ગ શોધતા ફર્યા પુના, અમદાવાદ, વડોદરા અને ઘોઘાની નોંધ બતાવે છે કે જ્યાં પણ ભાગવત પ્રેમી કોઇ મળતું તો તેની નોંધ ગોવિંદદાસ લેતા."

"બધા પુરાવા કરતાં ગોવિંદદાસનો પુરાવો મને ઘણો અગત્યનો લાગે છે. એ સત્ય પ્રિય નોંધ કરનારો હતો, એટલે એની નોંધ વિશ્વસનીય ગણાય. એ વિષ્ણુભક્તોની નોંધ લેતો હતો તેથી ભક્તશિરોમણી કે તેની માહિતીએ એના વક્તવ્યની મર્યાદામાં સમાઇ જાય. જો જૂનાગઢ ગયા, ને ત્યાં રણછોડજીને મંદિરે દર્શન કરવા ગયા, એટલે જાણવાની અને સાંભળવાની સીધી અને પાકી તકની ન્યૂનતા નહોતી. અને છતાં નરસિંહ મહેતા, તેની કીર્તિ, તેની ભક્તિ કે સ્થાનિક ભક્તિસંપ્રદાયનો કંઇ પણ સીધો કે આડો ઉલ્લેખ નથી. જો નરસિંહ સં. ૧૫૩૬ નાં અરસામાં ગુજરી ગયા હોય, જો હારમાળાનો પ્રસંગ ખરો હોય, જો નરસિંહની કારકિર્દિ આજે ગણાય છે એવી કે એથી ઓછી પણ જૂનાગઢમાં જાણીતી હોય તો ઉલ્લેખનો આ અભાવ શક્ય નથી. બીજા બધા પુરાવા સામે આનો વિચાર કરતાં સ્પષ્ટ રીતે લાગે છે કે સં. ૧૫૬૭ માં જૂનાગઢના વૈષ્ણવ મંડળના કીર્તિપટપર નરસિંહનું નામ કે નિશાન લખાયું નહોતું."

નરસિંહ મહેતાને સમયચ્યુત કરવા, સર્વમાન્ય હકિકત ખોટી કરાવવા અને જુવાન કલ્પિત તર્કો સાચા ઠરાવવા માટે રા. મુનશીએ જે મોટો આધાર બાંધ્યો છે તે ચૈતન્યના એક શિષ્ય ગોવિંદદાસના કડછા (રોજનીશી)નો છે. ગોવિંદદાસને તેઓ સત્ય પ્રિય નોંધ કરનારો માને છે, અને એની કરેલી નોંધને વિશ્વાસનીય ગણે છે. આપણે અત્રે એ તપાસવાનું છે કે ગોવિંદદાસની નોંધો વિશ્વસનીય છે ખરી? તેમ તે સત્ય પ્રિય પણ કેટલો છે?

## ગોવિંદદાસ કોણ?

ચૈતન્ય શિષ્ય ગોવિંદદાસ કોણ હતા? બાબુ દિનેશચંદ્ર સેનના 'બંગાળી ભાષા અને સાહિત્યના ઇતિહાસ'ના અંગ્રેજી પુસ્તકમાં જણાવેલું છે કે ગોવિંદદાસ જાતે લુહાર હતા, અભણ હતા, કંઇ કામકાજ કરતાં આવડતું નહોતું, કમાઇ શકતા નહિ, તેની ઘરધણીઆણીએ મહેણાં ટોણાં માર્યાં તેથી કંટાળીને સંન્યાસી થવાને ઘર ત્યાગ કરી નીકળ્યા, અને ચૈતન્યને ઘેર ઘર કામ કરવાને રહ્યા. ચૈતન્યના સહવાસ અને સંસ્કારથી ભક્ત બન્યા; કવિ થયા, ચૈતન્યે જ્યારે સંન્યાસ લીધો, (સં. ૧૫૬૫ માં) અને

ભારતવર્ષની યાત્રાએ નીકળ્યા ત્યારે તે એની સાથે હઠ કરીને ગયો હતો. સેન લખે છે કે તેણે રાખેલી નોંધ ચૈતન્યને ગમતી નહોતી, તેથી તેણે ચોરીછૂપીથી આ નોંધો રાખેલી. રા. મુનશી લખે છે તેમ ચૈતન્ય, ગોવિંદદાસ અને અન્ય શિષ્યોને લઇ, ભારત ભ્રમણે નીકળ્યા નહોતા. પણ તેની તો એકલા અટુલાજ પર્યટણ કરવાની ઇચ્છા હતી, એટલે ગોવિંદદાસ હઠ કરીને તેની સાથે ગયો, બીજા કોઇ શિષ્યો સાથે ગયા નહોતા.

## ચૈતન્યનો દક્ષિણમાં પ્રવાસ

ચૈતન્ય દક્ષિણ ભારતમાં ગયા, અને ત્યાં વિજયનગરમાં પણ ગયા હતા, પણ ત્યાંના નવાજ ગાદીએ આવેલા વૈષ્ણવ ભક્ત રાજા કૃષ્ણદેવરાયને મળ્યા ન હતા. તેમ ચૈતન્યના ગુરૂ માધવેન્દ્રપુરી તેના ગુરૂલક્ષ્મીપુરી અને તેના ગુરૂ, દક્ષિણમાં ભકિતસંપ્રદાય ચલાવનાર દ્વૈત મતના પુરસ્કારકર્તા શ્રી વ્યાસરાય સ્વામીને પણ મળ્યા નહીં, એ શું આશ્ચર્યની વાત નથી ? દક્ષિણ ભારતમાં વિજયનગરનું રાજ્ય કૃષ્ણદેવરાજના સમયમાં કીર્તિની ટોચે પહોંચતું હતું. ભકતોનાં સન્માન કર્યાનાં તેનાં અનેક દાનપત્રો વગેરે મળી આવે છે. અનેક આચાર્યો, પંડિતો, ધર્માચાર્યો વગેરે એ રાજ્યમાં પોષાતા, આગંતુકોને, પ્રવાસીઓને માન અપાતું, દાન અપાતું. શ્રીમધ્વાચાર્ય પછી શ્રીવ્યાસરાય સ્વામીને વ્યાસયોગી તરીકે ઓળખવામાં આવતા. તેમનો જીવનકાળ સં. ૧૫૦૨–૧૫૯૫ નો છે. તેમની પ્રેરણાથી તેમના શિષ્યનો શિષ્ય માધવેન્દ્રપુરી ઉત્તરમાં ભક્તિનો પ્રચાર કરતો હતો; જેને રા. મુનશીએ મોટો વૃંદાવનીય ભકિતવાળો ભક્ત માન્યો છે. આવા પરમ ગુરૂ (ગુરૂના પણ ગુરૂ) વ્યાસરાય સ્વામીને ચૈતન્ય મળ્યા નહીં, એ પણ આશ્ચર્ય નહીં તો બીજું શું સમજવું ? જો ગોવિંદદાસની કડછાની નોંધો સાચી અને વાસ્તવિક હોય તો આ બની શકે ખરૂં ?

રા. મુનશીએ નરસિંહ મહેતાને સમયભ્રષ્ટ કરવા માટે જે દલીલો વાપરી છે તેવી દલીલ પ્રમાણે તો આપણે પણ કહી શકીએ કે વિજયનગરનું હિંદુ સામ્રાજ્ય દક્ષિણમાં તે સમયે નહોતું, શ્રીકૃષ્ણદેવરાય નામનો રાજાયે નહોતો, વ્યાસરાય સ્વામી (માધવેન્દ્રપુરીના ગુરૂ) પણ નહોતા; એમજ ઠરવા જાય; કારણ કે રા. મુનશીએ માનેલો સત્યપ્રિય ગોવિંદદાસ, તેઓ તે સમયે દક્ષિણમાં હોતે તો, તેઓની શું નોંધ કડછા(રોજનીશી)માં લીધા વગર રહેતે ?

પણ ઇતિહાસ શું કહે છે ? મીમાંસાન્યાય પ્રકાશના કર્તા પં. અનંત ભટ્ટના ભાણેજ પં. સોમનાથ ભટ્ટે રચેલા શ્રીવ્યાસયોગી ચરિતમના સંપાદક શ્રી. વેંકટોબા લખે છે કે, (જૂઓ ઉક્ત પુસ્તક પાનું ૧૨૧–૧૨૬ અને સેનકૃત ચૈતન્ય અને તેના સાથીઓ પાનું ૨૦૭) વ્યાસરાય સ્વામી માધવેન્દ્રપુરીના એટલે કે ચૈતન્યના ગુરૂના ગુરૂ હતા. તો પછી ચૈતન્ય દક્ષિણભારતની યાત્રાએ જાય અને વ્યાસયોગીને મળે નહીં, એ શું સંભવિત છે ખરૂં ? મતલબ કે ગોવિંદદાસનો કડછો (રોજનીશી) એ સાચું સમયદર્પણ નથી.

## ચૈતન્યનો ઉત્તરમાં પ્રવાસ

એ જ પ્રમાણે શ્રીચૈતન્ય વૃંદાવન જાય છે, ત્યારે ગોવર્ધન પર્વત ઉપર શ્રીનાથજીનું મંદિર શ્રીવલ્લભાચાર્યની આજ્ઞાથી બંધાયલું છે. (સં. ૧૫૫૬ માં) માધવેન્દ્રપુરી અને શિષ્યો તેની સેવામાં રહે છે, છતાં એ મંદિરમાં ચૈતન્ય જતા નથી, વલ્લભાચાર્યને ગોકુળમાં, વૃંદાવનમાં, કાશીમાં કે અડેલમાં કશે પણ મળતા નથી, એ શું અજાયબી નથી? વ્યાસયોગીચરિતમના સંપાદક શ્રીવેંકટોબારાવ તો એટલે સુધી જણાવે છે કે ચૈતન્યના જે ગુરૂ માધવેન્દ્રપુરી હતા, તેજ સમકાલીન ધાર્મિક ઇતિહાસ ઉપરથી જણાય છે તેમ, શ્રીવલ્લભાચાર્યના શિક્ષાગુરૂ હતા. (જુઓ લલ્લુભાઇ દેસાઇકૃત કનકાભિષેકનો ઇતિહાસ) અને વલ્લભ સંપ્રદાયની ગોવર્ધનનાથના પ્રાકટ્યની વાર્તામાં પણ એવો ખુલાસો છે. પોતાના સહશિષ્યને પણ ચૈતન્ય મળે નહીં, એ પણ શું સંભવિત છે? અને ગોવિંદદાસ એ સંબંધી કશી નોંધ, ચૈતન્યની યાત્રાની નોંધમાં લેતો નથી, એટલા માટે ગોવર્ધન પર્વત ઉપરના શ્રીનાથજીના મંદિરની વાત, તેમાં બંગાળી પૂજારી હતા, તેની, અને શ્રીવલ્લભાચાર્યની વાત પણ શું આપણે ખોટી માનવી?

છતાં રા. મુનશી અનુમાન કરે છે કે, "જ્યાં પણ ભાગવતપ્રેમી કોઇ મળતું તો તેની નોંધ ગોવિંદદાસ લેતા." ગોવિંદદાસની નોંધ ઉપરથી એમ જણાય છે કે ચૈતન્યના સમયના પ્રસિદ્ધ ભાગવતપ્રેમીઓમાંથી કોઇ તેને મળ્યું જ નથી; અથવા તેઓ કોઇને મળ્યા નહીં; એ શું સંભવિત છે?

દક્ષિણમાં માધ્વમતવાળા વ્યાસરાય સ્વામી, રામાનુજાચાર્ય, શૃંગેરી પીઠના કોઇ શંકરાચાર્ય, કુંભકોણની કામકોટી પીઠના બીજા કોઈ આચાર્ય વગેરેમાંથી કોઇ સમકાલીન મહાત્મા, ભક્ત, પ્રેમી યાત્રામાં તેને મળતું નથી, એ કેટલી નવાઇની વાત છે?

## ચૈતન્યનો ગુજરાત–સોરઠનો પ્રવાસ

હવે તેનો ગુજરાતનો પ્રવાસ તપાસીએ. ગુજરાતમાં સુરતમાં અષ્ટભૂજા માતાના દર્શન અને બકરાં વધેરવાની શાક્તમત જેવી વાત ગોવિંદદાસ કરે છે તે શું સાચી લાગે છે? શું સુરતમાં તે સમયે શાક્તમતનો પ્રચાર હતો? તાપીકીનારે વામનજીનું કયું પ્રસિદ્ધ મંદિર તે સમયે હતું? ચૈતન્યના સમયમાં વડોદરાના ઇતિહાસમાં ગોવિંદ ભક્ત નામનો કોઇ વૈષ્ણવ રાજા રાજ કરતો હતો એવો કોઈ સબળ પુરાવો મળ્યો છે ખરો? રા. મુનશી લખે છે કે અમદાવાદમાં ચૈતન્ય "મુસાફરીમાં શીખેલી ભાષા વડે લોકોને ઉપદેશ" આપે છે તે સત્ય છે ખરૂં? (જુઓ મુનશીનો લેખ 'ભક્તિ અને ગુજરાતી સાહિત્ય' પા ૩૩૭) ચૈતન્ય બંગાળીમાં બોલતા કે ગુજરાતીમાં? શું ચૈતન્ય ભારતમાં જ્યાં જ્યાં ઘૂમ્યા ત્યાં ત્યાં તે તે દેશની ભાષા ઝટ શીખી જતા અને તેમાં ઉપદેશ આપતા? શું એ માનવા જેવી વાતો છે?

(કોઇ તીર્થ સ્થળનો પંડયો) નામનો ઠગ મળે છે, અને તે જ સ્ત્રીઓ મારફત ચૈતન્યને ફસાવવાનો પ્રયત્ન કરે છે, પણ ચૈતન્ય ફસાતો નથી. શો છેક ચમત્કાર! ઘોઘામાં વારમુખી નામની વેશ્યાનો ચમત્કારભર્યો પ્રસંગ વર્ણવ્યો છે. પણ કોઇ સાધુ સંતની વાત વર્ણવી નથી. ગુજરાતમાં કોઇ સાધુસંતો ભાગવતપ્રેમીઓ હતા કે નહીં?

ગુજરાતના એક સાક્ષર રા. રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર, સ્વ. ઇચ્છારામ અને હરગોવિંદદાસ વગેરે ઉપર ટીકા કરતાં લખે છે કે આ વિદ્વાનો ગુજરાતી કવિઓનાં ચરિત્રો લખતી વખતે ચમત્કારની વાતો પણ પી જતા; પણ સારાસારવિવેક કરતા નહીં. જો આ ટીકા વાસ્તવિક માનીએ તો (માનવા જેવી નથી) એડવોકેટ મી૦ મુનશી પણ શું કરે છે? એઓ પણ ગોવિંદદાસના કડછામાં વર્ણવેલા ચૈતન્ય સંબંધી ચમત્કારો અને ગપ્પાંઓ પણ એમના એમ ઘુંટડે ઘુંટડા ભરીને ગડગડાટ પી જાય છે, અને નરસિંહ મહેતાના સમય સાથે રમત રમે છે, તેનું કેમ? અસ્તુ.

## જૂનાગઢની વાત

ચૈતન્ય અને ગોવિંદદાસ ઘોઘેથી સોમનાથ જાય છે. તે પછી જૂનાગઢ જાય છે, અને મીરાજી નામના બ્રાહ્મણને ત્યાં ઉતરે છે. ત્યાં રોસનજીને મંદિરે દર્શન કરે છે. (જુઓ મુનશીકૃત ભક્તિ અને ગુજરાતી સાહિત્ય પાનું ૩૩૮) અને આ વાત રા. મુનશી સાચી માની તેના આધારે વિચિત્ર કલ્પના નરસિંહ મહેતાને સમયભ્રષ્ટ કરવા કરે છે.

પણ અત્રે પ્રશ્ન એ છે કે સોરઠના કોઇ બ્રાહ્મણનું નામ મીરાજી તે હોય ખરું? અને રોસનજી તે રણછોડજી બને ખરા? વ્યુત્પત્તિશાસ્ત્રી રા. નરસિંહરાવ આને ટેકો આપશે ખરા? જૂનાગઢનું વર્ણન જેઓ જાણે છે તે તુરત કહેશે કે ચૈતન્ય મીરા દાતાર નામના મુસલમાન પીરને ત્યાં ગયા હશે, અને રણછોડજી નહિ પણ રોસનજી પીરના દર્શને ગયા હશે. ગોવિંદદાસની નોંધમાંથી દાતાર શબ્દ પડી ગયો છે.

વળી ગિરનાર ઉપર શ્રી કૃષ્ણનાં પાદચિહ્ન ચૈતન્યે જોવાનું ગોવિંદદાસ લખે છે. ગિરનારપર શ્રીકૃષ્ણનાં પાદચિહ્નો ક્યાં છે? ગિરનાર જોનાર અને ચઢનાર પ્રથમ જૈન દેરાંની વાત લખ્યા વગર રહે નહીં. ગિરનારનાં જૈન દેહરાં વસ્તુપાલ, તેજપાલ, કુમારપાલ વગેરેનાં બંધાવેલાં છે, અને એક અજાયબી જેવાં છે. તેની ભવ્યતાએ ચૈતન્ય કે ગોવિંદદાસનું ધ્યાન ખેંચ્યું નહીં, તેથી કદાચ રા. મુનશી એમ પણ કદાચ કહેવા નીકળે કે સત્યપ્રિય નોંધ રાખનાર ગોવિંદદાસ કડછામાં તેની વાત લખતો નથી, માટે તે દેહરાંઓ તે કાળે ગિરનારપર નહોતાં, તો કોઈ હિન્દુ કેમ જૈન સાચું માનશે ખરો કે?

જેમ જૈનો અને હિંદુઓ ગિરનારપર જાત્રાએ જાય છે તેમ મુસલમાનો પાસેના મીરાદાતારના પહાડની જાત્રાએ જાય છે. ચૈતન્ય ત્યાં મીરા દાતારના પહાડે યાત્રા ગયા હશે. ગોવિંદદાસે મીરા દાતારને મીરાજી બ્રાહ્મણ માન્યો હશે, તથા રોસનજી પીરને એક હિંદુ દેવ માન્યો હશે. એમ કલ્પના થઇ શકે છે.

હવે ગિરનારપર ચઢતા જૈનોના દેરાંની વાત છોડી દઇએ, અને વૈષ્ણવ ચૈતન્ય અને શિષ્ય ગોવિંદદાસ ત્યાં ધર્મને બહાને ગયા નહીં હોય તો પણ પ્રથમની અંબિકાની; બીજી ગોરખનાથની ટૂક વટાવ્યા વગર ગુરુ દત્તાત્રયની ટૂક ઉપર જઇ શકાવું

નથી. અને તેના ઉપર પણ શ્રીકૃષ્ણનાં પાદચિહ્ન નથી, પણ ગુરૂ દત્તાત્રયનાં પગલાં છે. આ ત્રણે તર્કોથી એકનું પણ નામ ગોવિંદદાસે લીધું નથી; માટે એ પણ નહોતી એમ કહી શકશો ખરૂં? ગુરૂ દત્તાત્રય અને શ્રીકૃષ્ણ એક નથી. ગુરૂ દત્તાત્રયનાં પગલાંને બદલે શ્રીકૃષ્ણનાં પાદચિહ્નનો ટોપી બેસાડનાર અને નોંધ રાખનાર ગોવિંદદાસ શું સત્યપ્રિય અને વિશ્વસનીય માની શકાય?

## દ્વારકાની યાત્રા

સોમનાથ અને પ્રભાસતીર્થ જોઈ લોગ તેમ પાછા ચૈતન્ય પ્રભાસ આવે છે. અને તે પછી દ્વારકા જઈ પહોંચે છે. રા. મુનશી કડછામાંથી ઉતારો કરતા લખે છે કે "તેઓ દ્વારકા પહોંચ્યા. (સપ્ટેંબર ૧૫૧૧). અહિંઆં દ્વારકાધીશનું મંદિર ને રૈવતક પર્વત જોઈ તેમને કૃષ્ણનાં દર્શન થયાં!! (જુઓ મુનશીકૃત "ભક્તિ અને ગુજરાતી સાહિત્ય" પાનું ૩૩૮) આ વાંચતાંજ ખડખડાટ હસવું આવે છે કે દ્વારકામાં ચૈતન્યે કે ગોવિંદદાસે દ્વારકાધીશનું મંદિર ને રૈવતક પર્વત સામે સામે ક્યાં જોયા? શું ભૂગોળ આવી વાતને ટેકો આપશે કે? ગોવિંદદાસની આવી ગાંડી ગપોડી વાતોને કોઈ પ્રવાસી ટેકો આપશે ખરો? ક્યાં દ્વારકાધીશનું જગદીશ મંદિર અને ક્યાં જૂનાગઢનો રૈવતક પર્વત?

## ગોવિંદદાસની નોંધો માનવા જેવી નથી

આવી ને આવી તદ્દન નાપાયાદાર ચમત્કારોની વાતોથી ભરેલો ગોવિંદદાસનો કડછો છે. તેને રા. મુનશી જેવા વિશ્વસનીય ગણે છે, અને ગોવિંદદાસને સત્યપ્રિય નોંધ કરનારો માને છે, એ પણ શું વીસમી સદીની એક નૂતન અજાયબી નથી? અને આવા તદ્દન નિર્બળ પુરાવાને આધારે રા. મુનશી નરસિંહ મહેતા સંબંધી સર્વમાન્ય હકીકતો અને વરસોને ખોટા ઠરાવવા નીકળ્યા છે તેને કોઈ વિદ્વાન માન્ય રાખશે ખરા? જે ગોવિંદદાસે સમકાલીન ભાગવતપ્રેમીઓ, કે ભક્તો, કે વિદ્વાનો, કે જાણીતાં પવિત્ર સ્થળો કે મંદિરોની નોંધ નથી કરી, તે અજાણ થઈ ગયેલા સહુનીયે નોંધ કરે ખરો? તેણે બીજા કોઈ સંબંધમાં એવી નોંધ કરી છે ખરી? કોઈ ભૂતપૂર્વ પ્રસિદ્ધ આચાર્ય કે ભક્તની નોંધ લીધી છે ખરી? એનો કડછો વાંચતાં તો એવું કશું જણાતું નથી. તો પછી જેણે પોતાનો કોઈ ભક્તિસંપ્રદાય ગુજરાત કાઠિઆવાડમાં સ્થાપ્યો નથી, પોતે કોઈ આચાર્ય થવાનો દાવો કર્યો નથી, પણ ઉલટું જેને કોઈને આચાર્ય સ્વીકારવા હોય તો તેવાઓને શ્રી વલ્લભાચાર્ય અને વિઠ્ઠલનાથને માટે વાટ જોવાની ખવૈયા (વધાઈ)ના પદમાં શિખામણ આપી છે, તે નરસિંહ મહેતા સંબંધમાં, કે તેની ભક્તિ, કે તેની કીર્તિ સંબંધમાં કશી પણ નોંધ ગોવિંદદાસ કડછામાં (રોજનીશીમાં) લે, એ શી રીતે સંભવિત બની શકે? ગોવિંદદાસ ઇતિહાસ રચતો નથી, ચમત્કારો નોંધે છે.

## ચૈતન્યનો કશોયે સ્મારક અવશેષ ગુજરાતમાં નથી.

શ્રીમદ્ વલ્લભાચાર્યે તો ગુજરાત કાઠિઆવાડમાં ઘણા શિષ્યો કર્યા, ઘણે ઠેકાણે તેમની ભાગવતપારાયણની બેઠકો સ્મરણ તરીકે સાચવી રાખવામાં આવી છે, પણ ચૈતન્યની તો કશી પણ અસર ગુજરાત કાઠિઆવાડ ઉપર થયેલી જણાતી નથી. જે ચૈતન્યે બંગાળી કે સંસ્કૃત ભાષામાં (માત્ર ૮ શિક્ષા શ્લોકો શિવાય) એક પણ ગ્રંથ

રચ્યો નથી તેની અસર શી હોઇ શકે? એના શિષ્યોમાં તો લૂટારૂ નારોજી અને ઘોઘાની બારમુખી નામની વેશ્યા જ કે? શો ચૈતન્યનો પ્રભાવ? ઉલટું કાઠિયાવાડના દ્વારકાના ભક્તિસંપ્રદાયની તેના ઉપર અસર થઈ હશે એમ અનુમાન કરવાને કારણ મળે છે; જો વૈષ્ણવ ધર્મનો (ગુજરાત કાઠિયાવાડનો) સંક્ષિપ્ત ઇતિહાસ નામના ગ્રંથમાં રા. દુર્ગાશંકર શાસ્ત્રીએ જણાવેલી વાત સાચી હોય તો. સદરહુ ગ્રંથમાં શાસ્ત્રીજી જણાવે છે કે દ્વારકામાંથી શ્રીકૃષ્ણ ચૈતન્ય "કૃષ્ણકર્ણામૃત" નામનો ગ્રંથ બંગાળમાં લઈ ગયા છે. (જૂઓ વૈષ્ણવધર્મનો ઇતિહાસ પાનું ૧૩૩)

આ સર્વ હકીકતથી વાંચનારને સમજાશે કે ચૈતન્યશિષ્ય ગોવિંદદાસનો કડછો (રોજ નીશી) એ કોઈ પણ જાતનો વિશ્વસનીય પ્રમાણભૂત ગ્રંથ નથી. ગોવિંદદાસ ભલે કદાચ નોંધ કરનારો હોય તો પણ સત્યપ્રિય નથી. તેણે ચૈતન્યનો મહિમાજ માત્ર વધારવા માટે કેટલીક, ગપાષ્ટક ચમત્કારની વાતોજ વર્ણવી છે. અને તેટલા માટે એ પુસ્તકના આધારે નરસિંહ મહેતાને સમયભ્રષ્ટ કરવાનો રા. મુનશીનો પ્રયત્ન વાજબી નથી. ગોવિંદદાસે કોઇ પ્રસિદ્ધ સમકાલીન ભાગવતપ્રેમી કે વિષ્ણુભક્તોની નોંધ લીધી નથી, જૂનાગઢમાં રણછોડજીને મંદિરે નહીં, પણ રોસનજી પીરની દરગાહે ચૈતન્ય ગયા હશે અને મીરાજી નામના બ્રાહ્મણને ત્યાં તેઓ ઉતર્યા નહીં હોય, પણ મીરા દાતારને ત્યાં ગયા હશે, એમ લાગે છે. આવી અગડંબગડં નોંધ રાખનારા ગોવિંદદાસના લખાણ ઉપર કેટલો વિશ્વાસ મૂકવો, તેનો નિર્ણય સાક્ષરો કરી લેશે, એવી આશા રાખું છું.

અત્ર એક વાત સ્પષ્ટ કરી લેવાની જરૂર છે. ચૈતન્ય ભારતવર્ષની યાત્રાએ નીકળેલા એ વાત સાચી, કારણ કે તેવી વાત ઘણા ગ્રંથોમાં નીકળે છે. તેમને પ્રવાસમાં સારા સારા વિદ્વાનોનો સમાગમ પણ થયો હશે, પણ વેઠીઆ લુહાર ગોવિંદદાસ શિષ્યને તેમાં કાંઇએ ગત ગમ પડી નહીં હોય, તેથી તેણે વિદ્વાનોના સમાગમની કે શાસ્ત્રની ચર્ચાની કે ભક્તિવર્ધક કથા વાર્તાની નોંધ નહીં લીધી હોય, પણ પોતાને જે ચમત્કારી લાગ્યા તેટલા પોતાની અક્કલ અને આવડત પ્રમાણે નોધ્યા છે. એટલે એના કડછા ઉપર કોઈ પણ જાતનો આધાર રાખી મત બાંધવો નકામો છે. અને એ જ બતાવવાનો આ લેખનો મુદ્દો છે.

---

( લેખાંક ૧૧ મો: )

નક્કી કરવાનો મુદ્દો—નરસિંહ મહેતાની ભક્તિ સ્વયંસ્ફુરિત છે.

રા. મુનશીનો મત

રા. રા. મુનશી તેમના લેખના ૨૨ મા વિભાગમાં લખે છે કે, "આ વિષયમાં ત્રણ મુદ્દાઓ છેઃ નરસિંહની શુદ્ધ ભક્તિ (૧) સ્વયંભૂ પ્રકટી? (૨) વૃંદાવનીય ભક્તિમાંથી પ્રકટી? (૩) કે બીજી કોઈ રીતે પ્રકટી?" (જૂઓ "કૌમુદી" જુન માસનો અંક, પાનું ૫૩૪)

રા. મુનશી બીજા મતને માનનારા છે, અને તેને પોષક કારણો શોધે છે. અમારા જેવા વૈષ્ણવો અને અન્ય લેખકો પહેલા મતના છે. બહુમાં બહુ જો કોઈની અસર માનવી હોય તો તે પંડિત સીતાનાથ તત્ત્વભૂષણની માફક પુરાણની અસરવાળી નરસિંહની રાધાકૃષ્ણવિષયક શુદ્ધ ભક્તિ માનવી ઇષ્ટ છે. અન્યથા તો નહિજ.

રા. રા. મુનશીએ "ભક્તિ અને ગુજરાતી સાહિત્ય" નો જે લેખ લખ્યો છે; અને જેના એક પ્રકરણ તરીકે "નરસિંહ મહેતાનો કોયડો" ઉભો કરી કેટલાક ગુજરાતી સાક્ષરોને ભ્રમમાં નાખી દીધા છે, તેથી સુભાગ્યે કોઈ છેતરાયું નથી. પ્રસ્તુત લેખ અનેક ખોટાં વિધાનોથી, ખોટી હકીકતોથી ભરેલો છે. તેમાં બંગાળમાં ભક્તિના ઉગમનો ઇતિહાસ એ તો બાબુ દીનેશચન્દ્ર સેને પોતાના "બંગાળી સાહિત્ય અને ભાષાનો ઇતિહાસ" અને "ચૈતન્યના સાથીઓ" એ નામના ગ્રન્થોનો ગમે તેમ મનઘડંત ઉપયોગ કરી પોતાના કેટલાક અનુમાનો અને વિધાનો વાચન વિગેરે ઉમેરીને લખેલો છે, એ સાફ જણાઈ આવે છે. એથી એ લેખ એક પ્રકારની ઘણા મતમતાંતરની ખીચડીજ જેવો લાગે છે.

રાય સાહેબ દીનેશચન્દ્રસેને બંગાળમાં વૈષ્ણવ મત અને તેમાયે ખાસ કરીને ચૈતન્યના વૈષ્ણવ મતના ઉગમ, સ્થિતિ અને વિસ્તાર સંબંધમાં એવો મત આપ્યો છે કે, મૂળે બંગાળમાં બૌદ્ધ ધર્મના મહાયાન પંથનું જોર હતું, અને તેનો બ્રાહ્મણોએ નાશ કર્યો ત્યારે બૌદ્ધ ધર્મના ધાર્મિક વિલાસો—ઓચ્છવોએ વામાચારનું રૂપ પકડ્યું, એટલે શાક્ત સંપ્રદાય પ્રચલિત થયો અને તેમાંથી પરકીયા રસ કેળવતા સહજિયા પંથનો પ્રાદુર્ભાવ થયો, અને એમાંથી છેવટે ચૈતન્યનો વૈષ્ણવ ધર્મ ખીલ્યો. (જૂઓ મુનશીનો લેખ. ભક્તિ અને ગુજરાતી સાહિત્ય) આ એક મત છે. તે કંઇ સર્વમાન્ય થયો નથી. એમાં ઘણા દોષ છે, પણ તે સર્વ અહીંયાં ચર્ચવા જેવો પ્રસંગ નથી.

મારે આ વિષયમાં સુજ્ઞ વાચકોને એ મુદ્દો દર્શાવવાનો છે કે બંગાળામાં કદાચ, તકરારની ખાતર માની લઇએ કે તેવી રીતે વૈષ્ણવ ધર્મ ઉગ્યો હશે, અને પ્રસર્યો હશે, તોપણ ગુજરાત–કાઠિયાવાડ બાજુ એવી કંઇ સ્થિતિ હતી કે નરસિંહ મહેતામાં ચંડીદાસ કે ચૈતન્યના જેવી તલસાટવાળી શુદ્ધ વૃંદાવનીય ભક્તિ (એવું જેને શ્રી મુનશી અશાસ્ત્રીય નામ આપે છે તે) પ્રકટી? ગુજરાતમાં બૌદ્ધનો મહાયાન પંથ નહોતો કે તેના વિલાસ મહોત્સવો નહોતા, કે વામાચાર નહોતો કે ધોભણ આદિમાં પરકીયા રસ કેળવનારા સહજિયા પંથ જેવું નહોતું, છતાં નરસિંહ મહેતામાં શ્રી

આ ચાર સંપ્રદાયની માફક ચાર ઉપસંપ્રદાયો પણ છે. ચૈતન્ય, સ્વરૂપ, પ્રદાય, અને નંદ. પ્રાચીન લેખકોનો વૈષ્ણવ સંપ્રદાયોની ઉત્પત્તિ અને સ્થિતિ વિષે આ પ્રમાણે મત છે. તે નવીન મતવાળાઓ (સેન જેવા) માન્ય રાખતા નથી. પરંતુ આ મત પ્રમાણે જો શોધવામાં આવે તો જણાશે કે ચૈતન્યનો વૈષ્ણવ સંપ્રદાય એ કંઇ બૌદ્ધ મત ઉપરથી વામાચારમાં અને સહજિયામાં થઇને આવેલો નથી, પણ વિષ્ણુ ભક્તિ–રાધા કૃષ્ણની ભક્તિ પુરાણોમાંથી આવી છે, અને ખીલી છે, તેના ઉપરજ ચૈતન્યનો મત રચાયલો છે.

## સીતાનાથ તત્ત્વભૂષણનો મત

બંગાળના બીજા એક અભ્યાસક અને વિચારક બહોળસમાજી પં. સીતાનાથ તત્વ ભૂષણ, રા. સા. દીનેશચંદ્ર સેનથી જૂદી દિશામાં કામ કરી એવું માને છે અને સિદ્ધ કરી બતાવે છે કે ચૈતન્ય સંપ્રદાય મધ્વ સંપ્રદાયની શાખા છે, અને હિંદના બધા વૈષ્ણવ સંપ્રદાયો પુરાણોની આખ્યાયિકા ઉપરથી ઉદ્ભવ્યા છે. તેઓએ આ વિષય પૂરવાર કરવા માટે "શ્રીકૃષ્ણ અને પુરાણો–Shree Krishna and the Puranas" નામનો આખો ગ્રંથ લખ્યો છે, અને તેમાં ચૈતન્ય વગેરે ઉપર કેવી રીતે અસર થઇ તે સારી રીતે સમજાવ્યું છે. આ ગ્રંથ કેટલેક અંશે નાસ્તિક બુદ્ધિ અથવા તો હાલના બુદ્ધિવાદની દૃષ્ટિએ લખાયલો છે, છતાં એમાં દર્શાવેલો સિદ્ધાંત ખોટો નથી.

## નરસિંહની ભક્તિનું બી

આ પ્રમાણે લેખકોના મતનો ઉપન્યાસ કરીને મારૂં વક્તવ્ય એ છે કે દીનેશ ચંદ્રસેનનો મતજ સર્વત્ર ગ્રાહ્ય નથી; પણ બીજો એવો મત પણ છે કે જે શ્રીરાધાકૃષ્ણની ભક્તિ અને લીલાનું મૂળ પૂરાણોમાંજ શોધે છે, અને માને છે. અને આ પુરાણોજ (જૂઓ ત્રિકમદાસના કાવ્યનું પરિશિષ્ટ) આખા હિંદુસ્તાનમાં શ્રી રાધાકૃષ્ણની ભક્તિ ફેલાવવામાં કારણભૂત છે. આ પુરાણોમાંથી રાધા અને તેની સખીઓ ઉત્પન્ન થઇ છે, અને શ્રી દ્વારકામાં પ્રચલિત ભક્તિમાંથીજ નરસિંહ મહેતાને પોતાની વિશિષ્ટ ભક્તિનાં બીજ મળ્યાં છે, એમ માનવું વધારે સયુક્તિક અને વાસ્તવિક છે. એ બીજોને એણે કરેલું દીવ્ય દ્વારિકાદર્શન અને રાસદર્શનનો સ્વાનુભવ, પોષણ કર્તા થઈ પડયો, અને શ્રી રાધા કૃષ્ણની ભક્તિનો નરસિંહે આંબો ફેલાવ્યો.

પણ વૈષ્ણવો તો એજ મતના આગ્રહી રહેવાના કે ઉપનિષદની વરણશ્રુતિ પ્રમાણે નરસિંહ મહેતાની ભક્તિ સ્વયંસ્કુરિત હતી અને તેને ભગવાનની પ્રત્યક્ષ રાસાદિ લીલાનું દર્શન થયેલું, અને તેણે જે લીલાનાં પદો વગેરે ગાયાં છે તેપણ તે પરબ્રહ્મના લીલા તનુધારી શ્રી કૃષ્ણની આજ્ઞાનુસારજ ગાયાં છે. એટલે તેની વાણી કવિ વિશ્વનાથજીના કહેવા પ્રમાણે ઉપનિષદ સરખીજ તત્ત્વજ્ઞાનવાળી અને ભક્તિભાવથી ભરેલી છે, અને કેવળ સ્વાનુભવ યુક્ત છે; એમાં શંકા નથી. છતાં એ પ્રમેયવાદી મત બીજાઓપર લાદવાનો આગ્રહ નથી. સ્વતંત્ર પ્રમાણોથી પણ એજ નિશ્ચય ઉપર આવી શકાય છે.

(લેખાંક ૧૨ મો: "ગુજરાતી" તા૦ ૧૭-૯-૩૩)

## નક્કી કરવાનો મુદ્દોઃ-(૧) હારાર્પણની પ્રત અને સમય, (૨) કવિ વલ્લભદાસ કાવ્ય, (૩) રાધાની સખીઓ

આ વિષયનો ઘોંટાળો પ્રથમ આપણા વિદ્વાન સાક્ષર, અનેક સ્નાતકોના વિદ્યાગુરૂ અને કાશીની હિંદુ વિદ્યાપીઠના હાલના ઉપકુલગુરૂ શ્રી. આનંદશંકર ધ્રુવે, સદ્દગત સાક્ષર ગોવર્ધનરામના પહેલી સાહિત્યપરિષદના પ્રમુખપદેથી આપેલા ભાષણ ઉપર ટીકા કરતાં, સં. ૧૯૬૧ માં "વસંત" માસિકમાં ઉભો કર્યો હતો. આ ટીકાત્મક લેખમાં નરસિંહનો સમય બદલવાની પહેલી વાર સૂચના કરતી વખતે હારમાળાનો પ્રસંગ સં. ૧૫૧૨ માં રાજા મંડલિકની ઉશ્કેરણીથી તેના જ દરબારમાં થયો હતો, એ વિષય તરફ જાણીજોઇને દુર્લક્ષ જ કરાયું હતું. રા. મુનશી પણ એજ મુદ્દો પકડી લઇને નરસિંહને સમય ભ્રષ્ટ કરવા પ્રયત્ન કરે છે, અને હારમાળાનો પ્રસંગ તો ૧૮ મી સદીના કવિઓએ કાવત્રું રચી ઉપજાવી કાઢયો છે, એમ કહીને ઉરાડી દેવા માગે છે. કોઈ પણ સંગીન પૂરાવો રજુ કર્યા સિવાય તેઓએ કેવળ તર્ક ઉપર જ આ ઇમારત બાંધી છે. આ સંબંધમાં તેમની દલીલો શી છે તે તપાસી જોવાની જરૂર છે.

### (૧) સં. ૧૫૧૨ નો હારાર્પણનો પ્રસંગ

નરસિંહ મહેતો સંવત ૧૫૧૨ ની આસપાસ થઇ ગયા તે માટે જૂના શોધખોળવાળાઓનું જે એક મજબુત પ્રમાણ છે તે હારાર્પણનો પ્રસંગ અને રાજા મંડલિકના રાજ્યકાળની સાથે એકતા—જ છે. પ્રોફેસર આનંદશંકર ધ્રુવે આ અણગમતી વાતનો પોતાના લેખમાં વિચાર સુદ્ધાં કર્યો નથી. પણ રા. મુનશીએ જોશીઓ પાસે સં. ૧૫૧૨ ના જુદા જુદા તિથિમાસ પક્ષ વારનું ગણિત કરાવી નરસિંહ મહેતાનો હારમાળાનો પ્રસંગ. જો કદાચ બન્યો હોય તો સં. ૧૫૭૨ માં બન્યો એવું આડકતરી રીતે મનાવવાનો પ્રયત્ન કર્યો છે. પણ આ પ્રકારની દલીલનો વિચાર કરતાં રા. મુનશી એ ભૂલી જાય છે કે લગભગ બધીજ જુની પ્રતોમાં હારાર્પણનું સં. ૧૫૧૨નું વર્ષ તો અવિકારી અચળ છે, તેને માસ પક્ષ તિથિ વારને કારણે બદલી નાંખવું યોગ્ય નથી. તે જ પ્રમાણે વર્ષ બદલતાં રાજા મંડલિકને સચમુચ ઉરાડી દેવો પડે છે. માર્ગસ્થ આ કંટકો કાઢી નાંખવા માટે હવે રા. મુનશી કહેવા નીકળ્યા છે કે, "અઢારમી સદીમાં સં. "૧૫૧૨" નું વર્ષ કવિઓએ સ્વીકાર્યું હતું, અને તેનું કારણ મંડલિકના હારપ્રસંગની દંતકથા લાગે છે." (જુઓ "કૌમુદી" મે ૧૯૩૩ પાનું ૪૨૨) આ વાકયનો ભાવાર્થ શો હશે? આનું સ્પષ્ટીકરણ અને પોતાનો છેવટનો નિર્ણય આપતાં તેઓ લખે છે કે, "(ई) સં. ૧૬૭૫ થી ૧૭૦૦ નો હારમાળાની રચનાનો સમય આજે ગણી શકાય. (उ) સં. ૧૬૦૦ માં નરસિંહની કીર્તિ આખા ગુજરાતમાં અને ઉત્તર હિંદમાં પ્રસરેલી માલમ પડે છે. એજ અરસામાં મંડલિક સાથેની સમકાલીનતાનો પ્રસંગ માન્યતામાં આવેલો દેખાય છે." (જૂઓ "કૌમુદી" જુન ૧૯૩૩ પાનું ૫૩૮) એટલે શું?

રા. મુનશી આ પ્રમાણે હારમાળાનો પ્રસંગ અને મંડલિકનો રાજકાળ ઉરાડવાને મિથ્યા પ્રયત્ન કરતા જણાય છે. પણ આ દલીલમાં ખોડ એ છે કે હારમાળાની જે જે

પ્રતો વિષે એમણે તપાસ કરી છે તે લખાયા વર્ષની છે, છતાં દરેકમાં બનાવ બન્યાનું વર્ષ ચોક્કસ સં. ૧૫૧૨ લખેલું છે. ગ્રંથ લખાયાનું વર્ષ એ કંઇ "રચનાસમય ગણી શકાય નહીં." હારમાળાની કંઇ નહીં તો સેંકડો પ્રતો એવી મળી શકે તેમ છે કે જેમાં તે લખાયાનું વર્ષ હોતું નથી, પણ એકલું સં. ૧૫૧૨ નું વર્ષ હોય છે, જેમાં હારાર્પણનો પ્રસંગ બન્યો, એટલોજ ઉલ્લેખ હોય છે. તો તેના ઉપરથી ગુજરાતી સાક્ષરો શો મત બાંધશે? એ પ્રતો સં. ૧૫૧૨ પછીના તુરતના સમયની શા માટે ન ગણવી? હારમાળાની પ્રતોનાં પદોની સંખ્યામાં વધારો ઘટાડો થતો આવ્યો છે, એ વાત ખરી, પણ કોઇએ સં. ૧૫૧૨ ને બદલે સં. ૧૫૭૨ કે ૧૬૧૨ કે કંઈ બીજું વર્ષ લખ્યું નથી, કે રાજા મંડલિકનું નામ ઉડાડી દીધું નથી. હારમાળાનાં પદોની સંખ્યા ૬૫ થી ૩૫૦ અને તેથી પણ અધિક પદો સુધીની મળી આવે છે, અને આજે તેનો કર્તા વિશ્વનાથ જાની, કે કોઈ અજ્ઞાત કવિ કે મહાકવિ પ્રેમાનંદ નથી, એ તો સં. ૧૬૬૫ ની જૂની મળી આવેલી પ્રત ઉપરથી સિદ્ધ થઇ ચૂક્યું છે. હારમાળાની કોઇ પણ પ્રતમાં કોઈ પણ કવિએ હારમાળા મેં રચી—એવું જણાવેલું નથી. મૂળ હારાર્પણની સ્તુતિની રચના નરસિંહ મહેતાની જ મનાય છે. જો રા. મુનશીના મતે હારાર્પણનો પ્રસંગ બન્યો નથી, પણ અઢારમી સદીના કવિઓએ એ ઉપજાવી કાઢેલો છે, અને હિંદુ રાજા મંડલિક સાથે તેનો સંબંધ જોડી દીધો છે, એમ જ હોય તો એ માટે આધાર શો છે? ખાલી એક વ્યક્તિની કલ્પના કે તર્કશક્તિ કે બીજું કંઈ? શું બધા કવિઓએ એક પરિષદ ભરીને સં. ૧૬૭૫ પછી નક્કી કરી નાંખ્યું કે આપણે નરસિંહ મહેતાની હારમાળા રચવી, તેમાં મંડલિકને આણવો, અને પ્રસંગનું વર્ષ સં. ૧૫૧૨ બધાએ લખવું? રા. મુનશી સામે કેવું કાવત્રું? રા. મુનશી જે પ્રકારની દલીલ કરે છે તેવી આપણે કરીએ તો હારમાળા લખ્યાના વર્ષ સિવાયની જેટલી પ્રતો મળે છે તે સં. ૧૫૧૨ પછીની તત્કાળની જ માનવી, અને એ ઉપરથી નરસિંહ મહેતાનો સમય સં. ૧૫૧૨ નો પણ ચોક્કસ માનવો પડશે. મારો કહેવાનો સાર એ છે કે રા. મુનશી હારમાળાનો પ્રસંગ સં. ૧૫૧૨ માં જુનાગઢમાં રાજા મંડલિકના દરબારમાં બન્યો, એ વૃદ્ધમાન્ય અને હસ્તલિખિત પ્રતોના ટેકાવાળી વાત કોઇ પણ રીતે ખોટી ઠરાવી શક્યા નથી; તેમ અઢારમી સદીમાં ગુજરાત—કાઠિયાવાડના કવિઓએ એ પ્રકારનું કાવત્રું રચ્યું નથી. રા. દુર્ગાશંકર શાસ્ત્રી પણ લખે છે કે, "નરસિંહ મહેતાનો વૃદ્ધમાન્ય સમય ખોટો ઠરાવવા માટે પૂરતા અને ચોક્કસ પૂરાવા રજુ થયા છે, એ પણ હું માનતો નથી." ("ગુજરાતી" તા૦ ૩-૯-૩૩)

## (૨) કવિ વલ્લભદાસ વિષે ખુલાસો

મારા આગલા એક લેખમાં મેં કવિ વલ્લભદાસના એક પ્રાચીન કાવ્ય વિષે હકીકત આપી છે. તેમાં કવિ વલ્લભદાસ વિષે પણ થોડુંક વર્ણન આપ્યું છે. આ કવિએ નાગરોનો ઇતિહાસ સાલવાર આપ્યો છે અને નરસિંહ મહેતાનો ઇતિહાસ સં. ૧૫૦૭ સુધીનો સાલવાર આપેલો છે; આટલી ચોકસાઇવાળો કવિ પોતાની કશી ઓળખ આપતો નથી, તેમ કયા વર્ષમાં પોતે આ કાવ્ય રચ્યું, એ પણ જણાવતો નથી, એ એક આશ્ચર્યની વાત છે. કંઈ નહિ તો અમારી પાસેની પ્રતમાં

એ વિષય નથી. બીજી કોઇ પ્રત નીકળી આવે અને એમાં કંઇ રચ્યા વર્ષ કે નિવાસ-સ્થાન નીકળી આવે તો તે જૂદી વાત છે.

રા. રા. માનશંકર પીતાંબરદાસ મહેતા એને ખંભાતનો કવિ ગણાવે છે. કેટલાકોની માન્યતા એ પ્રેમાનંદપુત્ર વલ્લભ હતો એવી છે. એ વિષય તો ભવિષ્યમાં કોઈ નક્કી કરશે. પણ અમારી પાસે જે પ્રત છે તેમાં વડનગર સં. ૧૪૮૨ મા ત્રીજી વાર દક્ષિણના ત્રાસે ભાંગ્યું, એવો ઉલ્લેખ છે. તે જ પ્રમાણે રા. હીરાલાલ પારેખની શીલા પ્રેસમાં ઇ. સ. ૧૮૭૦ માં છાપેલી પ્રતમાં છે. શાસ્ત્રી વ્રજલાલના લેખમાં પણ તે પ્રમાણેજ ઉલ્લેખ છે, અને ઘણું કરીને મારી યાદદાસ્ત પ્રમાણે સ્વ. તનસુખરામની પ્રતમાં પણ તેમજ છે. પણ માત્ર કવિ નર્મદાશંકરે આ વર્ષ ઇતિહાસને આધારે બદલી સુધારી લીધું છે. મેં પણ તેમનો મત સ્વીકાર્યો છે.

મેં વિશ્વનાથ જાનીના કાવ્યમાં "જૂનાગઢ"ને બદલે "માંગરોળ" શબ્દ મૂકયો, (જુઓ ત્રિકમદાસના કાવ્યમાં છાપેલું પર્વતાખ્યાન) તે સામે રા. મુનશીએ મોટો વાંધો ઉઠાવ્યો છે, તેમ જો આ વર્ષની ફેરબદલી માટે પણ તેમને વાંધો હોય તો અમને તેમાં કશી હાનિ નથી. કારણ કે તે હસ્તલિખિત પ્રતમાં આપેલી હકીકતનેજ વળગી રહેવું હોય તો આ વલ્લભદાસ કવિ નરસિંહ મહેતાનો સમકાલીન ઠરવા જશે. કારણ કે તેણે સં. ૧૫૦૭ સુધીમાં શામળદાસનો વિવાહ સુધીનો વૃત્તાંત લખ્યો છે. એ પછી સં. ૧૫૧૨ માં મંડળિકના દરબારમાં હારાર્પણનો બનાવ બન્યો એ વિષે કશું લખ્યું નથી. પણ મંડલિક રાજા જૂનાગઢમાં હતો, અને નરસિંહ મહેતો વડનગર દીકરાને પરણાવવા ગયા ત્યાંનો રાજા મંડલિકનો ભાણેજ હતો, એ વગેરે હકીકત આપેલી છે. એટલે નાગરોત્પત્તિ અને શામળદાસનો વિવાહ રચ્યા પછી સં. ૧૫૦૭ અને સં. ૧૫૧૧ સુધીમાં વલ્લભદાસ કવિ વિદ્યમાન હતો એમ નક્કી થાય છે, અને એ અરસામાં એણે આ કાવ્ય રચ્યું હોવું જોઇએ, એમ ઠરવા જાય છે.

રા. મુનશી આ બે વિકલ્પોમાંથી જોઇએ તે વિકલ્પ સ્વીકારે. પહેલો હસ્તલિખિત પ્રતને વળગી રહેવાનો વિકલ્પ સ્વીકારશે તો વલ્લભદાસ કવિ નરસિંહ મહેતાનો સમકાલીન ઠરશે, અને એ પુરાવો અમાન્ય થઇ શકશે નહીં. બીજો સ્વ. કવિ નર્મદાશંકરનો મત સ્વીકારવાથી લેખક કવિ સમકાલીન ઠરી શકશે નહીં, પણ તેણે આપેલી હકીકત ખોટી ઠરાવી શકાશે નહીં. કારણ કે એણે જે વર્ષવાર હકીકત આપી છે તે નરસિંહ મહેતાના ચરિત્રકાર કવિઓ વિશ્વનાથાદિથી એ રીતે જૂદી પડે છે, પણ હાલના ઇતિ-હાસકાર અને સંશોધક રા. માનશંકર મહેતાના મત પ્રમાણે સાચી ઠરે છે. એટલે તેણે ૩૦૦ વર્ષ પછી (સં. ૧૭૮૨ પછી) પણ જે ઇતિહાસ લખ્યો છે તે પાકી શોધ-ખોળનો જ વિષય હોવો જોઇએ અને મીઠાકવિએ આપેલાં વર્ષો કરતાં પણ વધારે પ્રમાણભૂત છે. કારણ કે મીઠાનાં કાવ્યો તો એકલાં રા. બધેકાને જ પ્રાપ્ત થયાં છે અને તે પણ કંઠસ્થ, એટલે કદાચ તેમાં પ્રામાણિકતા વિષે શંકા રહેવાનો અને ભૂલ થવાનો સંભવ પણ રહે. પણ વલ્લભદાસનો ગ્રંથ તો હસ્તલિખિત છે, એટલે એમાં ભૂલચૂક થવાનો સંભવ ઓછો છે. રા. મુનશીને જે મત સ્વીકારવો હોય તે સ્વીકારે, પણ નરસિંહ મહેતો સં. ૧૫૦૦ માં હૈયાત હતો, એ તો ચોક્કસ ઠરે છે.

## (૩) રાધાની સખીઓ

આ વિષયમાં પોતાના લેખના ૨૨ મા ખંડમાં રા. મુનશી લખે છે કે, "કેટલીક ગોપીઓનાં નામો ભવિષ્યોત્તર ને સ્કંદ પુરાણના પ્રભાસખંડમાં મળે છે. રૂપદેવ ગોસ્વામી (સં. ૧૫૭૨ પછી) ઉજ્જ્વલ નીલમણિમાં નામો આ પ્રમાણે આપે છેઃ तत्र शास्त्रप्रसिद्धास्तु राधाचन्द्रावलीस्तथा विशाखा ललिता श्यामा......અને જીવ ગોસ્વામી આ નામો ભવિષ્યોત્તર અને સ્કંદ પુરાણોનો આધાર આપે છે" ઇત્યાદિ.

આ ઉતારામાં રા. મુનશી આચાર્ય આનંદશંકરની સાથે મળતા થઇ પોતે સ્વીકારે છે કે નરસિંહ મહેતાને રાધા અને તેની સખીઓનાં નામો પુરાણોમાંથીજ સાંપડ્યાં છે, છતાં અજ્ઞાનતાને લીધે શંકા કાઢે છે. તેઓશ્રી જણાવે છે કે નરસિંહને સ્કંદ પુરાણના પ્રભાસ ખંડ ઇત્યાદિમાં આ નામો સાંપડ્યાં. અમારો રા. મુનશીને સીધોજ પ્રશ્ન છે કે આ પ્રભાસખંડ શું પ્રભાસ ક્ષેત્રમાં અજાણ્યો હોય ખરો? પ્રભાસખંડ પ્રભાસક્ષેત્રમાં જાણીતો નહીં હોય તો તે શું દક્ષિણ આફ્રિકા કે અમેરિકામાં હોઇ શકે? રા. મુનશી પૌરાણિક તેમ આધુનિક કાઠિઆવાડની ભૂગોળ ભૂલી ગયા લાગે છે. આખો સોરઠ, તેમાં જૂનાગઢ, માંગરોળ, પ્રભાસપાટણ, સોમેશ્વર મહાદેવ, ગુપ્તપ્રયાગ, સરસ્વતી નદી, પ્રાચી, વેણીમાધવ, વગેરે તીર્થસ્થળો પ્રભાસક્ષેત્રમાં આવેલાં છે, અને તેનું વર્ણન, માહાત્મ્ય વગેરે દર્શાવનારો પ્રભાસખંડ આ સ્થળોમાં વસતી પ્રજા સંપૂર્ણ રીતે જાણતી હતી અને તેમાંથીજ નરસિંહ મહેતે રાધા અને તેની સખીઓનાં નામ સ્વીકાર્યાં છે. સ્વસ્થાનમાહાત્મ્યનો ગ્રંથ સ્વસ્થાનમાં પ્રસિદ્ધ હોય, એમાં શંકા શાની?

વ્રજમંડળમાં વસતા રૂપદેવ ગોસ્વામી ટીકા લખતી વખતે શાસ્ત્રપ્રસિદ્ધ શબ્દ ન લખે તો બીજું શું લખે? સ્કંદપુરાણનો પ્રભાસખંડ એ એક ભાગ છે. પ્રભાસખંડ એ પ્રભાસમાહાત્મ્ય; અને પ્રભાસક્ષેત્રમાં ગિરનાર, દ્વારકા આવી જાય છે. પ્રભાસખંડ લોકપ્રસિદ્ધ છે; એટલે રાધા, ચન્દ્રાવલી, લલિતા, વિશાખા, શ્યામા વગેરે રાધાની આઠ સખી—ગોપીઓનાં નામ જૂનાગઢ, માંગરોળ, ગિરનાર, દ્વારકા, પ્રભાસ વગેરે સ્થાનોના વૈષ્ણવોમાં જાણીતાં હોય એમાં આચાર્યશ્રી ધ્રુવને અને રા. મુનશીને નવાઇ શા માટે લાગે છે? અને તેઓશ્રી ભવિષ્યોત્તર પુરાણની કથાને કે સ્કંદપુરાણની કથાને શા માટે પુરાણના ખૂણાઓ માને છે? વૈષ્ણવોમાં વિષ્ણુપુરાણ, હરિવંશ, ભાગવત, બ્રહ્મવૈવર્ત, ગર્ગસંહિતા વગેરે પુરાણો અને કૃષ્ણકર્ણામૃત, પાંડવગીતા, બિલ્વમંગળકૃત, ગોવિંદસ્તોત્ર વગેરે ગ્રંથો નરસિંહ મહેતા પહેલાં આખા હિંદમાં જાણીતા હતા, અને રાધાની સખીઓનાં નામો પણ તેટલાં જ જાણીતાં હતાં અને હજી પણ છે. તેજ પ્રમાણે આખા સોરઠ—કાઠિયાવાડમાં પણ જાણીતાં હતાં એમ જણાય છે. એટલે નરસિંહ મહેતાનાં કાવ્યોમાં દેખાતી રાધા અને તેની સખીઓનાં નામો સંબંધી શંકા નિર્મૂળ થાય છે.

## ( લેખાંક ૧૩ મો: "ગુજરાતી" તા૦ ૧૭-૯-૩૩ )

## નક્કી કરવાનો મુદ્દો: ગોપનાથ મહાદેવની પ્રાચીનતા

લેખાંક ૧૨ માસાં લખ્યા પ્રમાણે શાધાની આઠ સખીઓની ચર્ચાને અંગે આચાર્યશ્રી ધ્રુવ ઉજ્જવળ નીલમણી અને વિદગ્ધ માધવની વાત વચ્ચે આણે છે. વિદગ્ધ માધવ નાટકમાં રૂપદેવ ગોસાંઈ પ્રાચીન મતાનુસારી વૈષ્ણવ સંપ્રદાયના આદ્ય આચાર્ય તરીકે શ્રીશંકરદેવની વાત લખે છે, પણ ગોપીશ્વરની વાત લખતા નથી. પરંતુ આ નાટકનો કોઇ એક ટીકાકાર આ શંકર ભગવાનને ગોપીશ્વર તરીકે ઓળખાવે છે. આચાર્યશ્રી ધ્રુવ, કોઇક બાદરાયણ સંબંધ શોધી કાઢી, આ ગોપીશ્વરને નરસિંહ મહેતાને પ્રસન્ન થનાર ગોહીલવાડી ગોપનાથ મહાદેવ તરીકે કલ્પી લે છે, અને ઉક્ત ગોપનાથ મહાદેવનું નામ પણ ઉક્ત નાટકના ટીકાકારે ઓળખાવેલા ગોપીશ્વર ઉપરથી પાડવામાં આવેલું હશે, એવુંજ ધારી સાચું મનાવે છે.

આ અનુમાનની એજ દોરી પોતાના મનઘડંત મતને અનુકૂળથી રા. મુનશી પણ ઉપાડી લે છે. પરંતુ આચાર્યશ્રી ધ્રુવની કલ્પના જ મૂળે ક્લિષ્ટ અને નિરાધાર છે. વિદગ્ધ માધવ નાટકના ટીકાકારે શ્રી ભગવાન શંકરને ગોપીશ્વર કહ્યા તે ગોપીશ્વર મહાદેવ, અને કાઠિયાવાડમાં દરિયાકાંઠે આવેલા ગોપનાથ મહાદેવ—એ બંને એક નથી, પણ જૂદા છે. ગોપીશ્વર એ કલ્પનાનું ફળ છે, જ્યારે ગોપનાથ, તો સાક્ષાત્ મંદિરમાં વિરાજે છે. એટલે ગોપીશ્વર અને ગોપનાથ એ બે વચ્ચે કશો કંઇ સંબંધ નથી; એ તો કોઇ પણ ઐતિહાસિક દૃષ્ટિએ વિચાર કરનારો સાદી સમજવાળો માણસ પણ જોઇ શકશે. છતાં રા. મુનશી લખે છે કે, "ગોપીશ્વર અને ગોપનાથનો પ્રસંગ તો એકજ છે અને તેમાં રહેલું નિર્ણયાત્મક તત્ત્વ તો સ્વીકાર્યા વિના કોઇને પણ છૂટકો જ નથી." (જૂઓ "કૌમુદી" જુન ૧૯૩૩ પાનું ૫૩૭)

રા. મુનશીનાજ લખવા પ્રમાણે "રૂપસનાતનાદિએ વૃંદાવનમાં રહી સં. ૧૫૭૨ થી ૧૬૪૬ સુધી આ પ્રકારની શુદ્ધ ભક્તિનો પ્રચાર કર્યો." (જૂઓ "કૌમુદી" જુન ૧૯૩૩ પાનું ૫૩૪) એટલે વિદગ્ધ માધવના કર્તા રૂપદેવ ગોસ્વામી એ સમયમાં વિદ્યમાન હતા. આ એક સારી કાલમર્યાદા છે. આ વિદગ્ધ માધવ નાટક કયા વર્ષમાં રચાયું તે આચાર્યશ્રી ધ્રુવે જણાવ્યું નથી, પણ આપણે તેનો રચનાસમય સં. ૧૬૨૦ કે તેની પછી મૂકીએ તો હરકત નથી. કારણ કે નાટક વાંચતાં જણાય છે કે એ પકવ બુદ્ધિનું ફળ છે. આખું અલંકાર શાસ્ત્ર ભગવદાર્પણ બુદ્ધિએ લખેલું છે. હવે એક નાટક ટીકાને યોગ્ય થયું હોય તો તે માટે આપણે ૩૦ થી ૫૦ વરસનો આંક મૂકીએ તો આ ટીકા વહેલામાં વહેલી સં. ૧૬૫૦-૯૦ માં રચાઇ હોવી જોઇએ; અને તે વખતે ટીકાકારે નાટકના શંકરદેવને ગોપીશ્વર ઠરાવ્યા હશે.

હવે રા. મુનશીના નવીન કલ્પિત મતે નરસિંહ મહેતાનો જન્મ સં. ૧૫૫૦ અને અવસાન સં. ૧૬૨૦માં થાય છે. (જૂઓ "કૌમુદી" ઇ. સ. ૧૮૩૩ ના એપ્રીલનો અંક) આ પ્રમાણે વરસોનો કાળક્રમ ગોઠવાય છે. તો પ્રશ્ન એ છે કે નરસિંહના દેવલોક પામ્યા પછી રચાયલાં નાટકો અને ટીકાઓની અસર નરસિંહ ઉપર શી રીતે થઇ શકી હશે? એ આચાર્યશ્રી ધ્રુવ કે રા. મુનશી સમજાવી શકશે? જો આચાર્યશ્રી ધ્રુવ

## (૩) રાધાની સખીઓ

આ વિષયમાં પોતાના લેખના ૨૨ મા ખંડમાં રા. મુનશી લખે છે કે, "કેટલીક ગોપીઓનાં નામો ભવિષ્યોત્તર ને સ્કંદ પુરાણના પ્રભાસખંડમાં મળે છે. રૂપદેવ ગોસ્વામી (સં. ૧૫૭૨ પછી) ઉજ્જ્વલ નીલમણિમાં નામો આ પ્રમાણે આપે છે: तत्र शास्त्रप्रसिद्धास्तु राधाचन्द्रावलीस्तथा विशाखा ललिता श्यामा......અને રૂપ ગોસ્વામી આ નામો ભવિષ્યોત્તર અને સ્કંદ પુરાણોનો આધાર આપે છે" ઇત્યાદિ.

આ ઉતારામાં રા. મુનશી આચાર્ય આનંદશંકરની સાથે મળતા થઇ પોતે સ્વીકારે છે કે નરસિંહ મહેતાને રાધા અને તેની સખીઓનાં નામો પુરાણોમાંથીજ મળ્યાં છે, છતાં અજ્ઞાનતાને લીધે શંકા કાઢે છે. તેઓશ્રી જણાવે છે કે નરસિંહને સ્કંદ પુરાણના પ્રભાસ ખંડ ઇત્યાદિમાં આ નામો મળ્યાં. અમારો રા. મુનશીને સીધોજ પ્રશ્ન છે કે આ પ્રભાસખંડ શું પ્રભાસ ક્ષેત્રમાં અન્તર્ગત હોય ખરો? પ્રભાસખંડ પ્રભાસક્ષેત્રમાં જાણીતો નહીં હોય તો તે શું દક્ષિણ આફ્રિકા કે અમેરિકામાં હોઇ શકે? રા. મુનશી પૌરાણિક તેમ આધુનિક કાઠિયાવાડની ભૂગોળ ભૂલી ગયા લાગે છે. આખો સોરઠ, તેમાં જૂનાગઢ, માંગરોળ, પ્રભાસપાટણ, સોમેશ્વર મહાદેવ, ગુપ્તપ્રયાગ, સરસ્વતી નદી, પ્રાચી, વેણીમાધવ, વગેરે તીર્થસ્થળો પ્રભાસક્ષેત્રમાં આવેલાં છે, અને તેનું વર્ણન, માહાત્મ્ય વગેરે દર્શાવનારો પ્રભાસખંડ આ સ્થળોમાં વસતી પ્રજા સંપૂર્ણ રીતે જાણતી હતી અને તેમાંથીજ નરસિંહ મહેતે રાધા અને તેની સખીઓના નામ સ્વીકાર્યાં છે. સ્વસ્થાનમાહાત્મ્યનો ગ્રંથ સ્વસ્થાનમાં પ્રસિદ્ધ હોય, એમાં શંકા શાની?

વ્રજમંડળમાં વસતા રૂપદેવ ગોસ્વામી ટીકા લખતી વખતે શાસ્ત્રપ્રસિદ્ધ શબ્દ ન લખે તો બીજું શું લખે? સ્કંદપુરાણનો પ્રભાસખંડ એ એક ભાગ છે. પ્રભાસખંડ એ પ્રભાસમાહાત્મ્ય; અને પ્રભાસક્ષેત્રમાં ગિરનાર, દ્વારકા આવી જાય છે. પ્રભાસખંડ લોકપ્રસિદ્ધ છે; એટલે રાધા, ચન્દ્રાવલી, લલિતા, વિશાખા, શ્યામા વગેરે રાધાની આઠ સખી–ગોપીઓનાં નામ જૂનાગઢ, માંગરોળ, ગિરનાર, દ્વારકા, પ્રભાસ વગેરે સ્થાનોના વૈષ્ણવોમાં જાણીતાં હોય એમાં આચાર્યશ્રી ધ્રુવને અને રા. મુનશીને નવાઇ શા માટે લાગે છે? અને તેઓશ્રી ભવિષ્યોત્તર પુરાણની કથાને કે સ્કંદપુરાણની કથાને શા માટે પુરાણના ખૂણાઓ માને છે? વૈષ્ણવોમાં વિષ્ણુપુરાણ, હરિવંશ, ભાગવત, બ્રહ્મવૈવર્ત, ગર્ગસંહિતા વગેરે પુરાણો અને કૃષ્ણકર્ણામૃત, પાંડવગીતા, બિલ્વમંગળકૃત, ગોવિંદસ્તોત્ર વગેરે ગ્રંથો નરસિંહ મહેતા પહેલાં આખા હિંદમાં જાણીતા હતા, અને રાધાની સખીઓનાં નામો પણ તેટલાં જ જાણીતાં હતાં અને હજી પણ છે. તેજ પ્રમાણે આખા સોરઠ–કાઠિયાવાડમાં પણ જાણીતાં હતાં એમ જણાય છે. એટલે નરસિંહ મહેતાનાં કાવ્યોમાં દેખાતી રાધા અને તેની સખીઓનાં નામો સંબંધી શંકા નિર્મૂળ થાય છે.

---

મૂર્તિઓ રોજ સાફ થવાથી અક્ષરો થોડા ઘસાઈ ગયા છે, છતાં પણ ઉપલા અક્ષરો સાફ વંચાતા હતા. આ મૂર્તિઓ તેના માલીકોએ તે તે વરસોમાં કરાવી સેવામાં સોંપેલી એમ પૂજારીના કહેવાથી સમજાય છે. એટલે ગોપનાથ મહાદેવ અને નરસિંહજીની મૂર્તિ સં. ૧૪૦૧ જેટલી જૂનાં છે. ભાવનગરના પ્રાચીન લેખસંગ્રહમાં આ મૂર્તિઓ પાછળના લેખની નોંધ લેવાયલી જણાતી નથી. પણ એ રીતે જોતાં ઘણા શીલાલેખ પાળીઆઓનો ઉલ્લેખ તેમાં નથી, છતાં તેવા પાળીઆઓ ગોપનાથની આજુબાજુમાં ઘણા છે.

તપાસ કરતાં એમ જણાયું કે ગોપનાથનું પહેલવહેલું દેહરું જીર્ણોદ્ધાર કરી બંધાવનાર ઘોઘા પાટણના રાજા સારંગદેવજી હતા. તેઓ નરસિંહ મહેતાના સમકાલીન હતા, અને નરસિંહ મહેતાને એક મોટા ભકત તરીકે માનનારા હતા. નરસિંહજીની સેવા પણ જૂની ચાલુ છે. કદાચ તે અરસામાં ફકત અંબિકાની મૂર્તિ નરસિંહજીમાં અર્પણ થઇ હોય પણ ખરી.

મહાદેવ પાસે તેના જોડીકાં જેવા મરડીયા ખેતરપાળ અને હનુમાનજી પણ પ્રાચીન કહેવાય છે. અને ત્યાંના પૂજારી બ્રહ્મચારીઓ જેઓ વારા ફરતી એક પછી એક ગાદીએ આવ્યા તેઓનાં વર્ષો પણ નરસિંહ મહેતા સાથે સમકાલીનત્વ બતાવે છે.

આ સંબંધમાં ભાવનગરના સ્વ. મહેતાજી દેવશંકર વૈકુંઠજી ભટ્ટે ઇ. સ. ૧૯૧૪ ના "ગુજરાતી"ના દીવાળીના ખાસ અંકમાં વિસ્તારથી લખ્યું છે, અને ભાટના ચોપડા ઉપરથી એક ઉતારો આપીને નરસિંહ મહેતા સં. ૧૫૦૪ માં હૈયાત હતા તે દર્શાવ્યું છે.

આ પુરાવાઓ ઉપરથી પણ સમજાશે કે ગોપનાથ મહાદેવ પ્રાચીન છે, નરસિંહ મહેતાના સમયમાં પણ હતા.

આ ગોપનાથ મહાદેવ એકલા નરસિંહ મહેતા ઉપર જ પ્રસન્ન થયા કે બીજાઓ ઉપર થયા હતા, એ વિષે પૂછપરછ કરતાં કહેવામાં આવ્યું હતું કે ઘણા ભકતો ઉપર પ્રસન્ન થયા છે, અને તેઓની મનઃકામના સફળ થઇ છે. પૂજારીના કહેવા પ્રમાણે જાફરાબાદના કપોળ વાણીયા બારભાયા ઉપર પ્રસન્ન થયા ત્યારે તેમણે નવેસરથી ગોપનાથનાં મંદિરો વગેરે બાંધી આપ્યાં હતાં. તે પ્રમાણે બેચર ભોટવાળાઓએ પણ સારી મદદ કરી છે. આ ગૃહસ્થોના નામના લેખો ત્યાં મોજુદ છે. એ સિવાય કોઇ એક રણછોડ ભકત (વિ. સં. ૧૭૭૪ માં) કરીને કવિ થઇ ગયો છે. એનાં કાવ્યો પ્રકટ થયાં નથી. આ કવિનું એક હસ્તલિખિત પુસ્તક મને રા. બધેકાએ મેળવી આપ્યું છે. તેમાં એણે પોતા ઉપર ગોપનાથ પ્રસન્ન થયલા. (સં. ૧૭૯૭ માં) એ વિષે ઉલ્લેખ કરેલો છે. આ કવિએ પોતાનાં જન્મ વરસ કુંડલી વગેરે આ હાથપ્રતમાં આપેલાં છે. તેણે પણ શિવકૃપાએ કૃષ્ણભક્તિ પ્રાપ્ત કરી છે. એટલે ગોપનાથ મહાદેવનું માહાત્મ્ય પ્રાચીન છે, અને હજારો લોકો તેના ઉપર શ્રદ્ધા રાખતા આવ્યા છે.

આ સર્વ ઉપરથી જણાશે કે ગોપનાથને અને પેલા ટીકાકારના ગોપીશ્વરને કોઇ પણ જાતનો બાદરાયણી સંબંધ નથી, તો એ બેનો પ્રસંગ એક હોવાનું તે કેમ સંભવી શકે? એટલે આચાર્યશ્રી ધ્રુવની અને રા. મુનશીની આ વિષયની દલીલો પણ સ્વીકારવા જેવી લાગતી નથી.

---

કહે છે તેમ ટીકાકારનો જણાવેલો ગોપીશ્વર ને ગોપનાથ એક હોય તો શું કાઠિઆવાડના દરિયાકીનારે આવેલા એક મહાદેવનું નામ શિવભક્તોએ આ ટીકા ઉપરથી લીધેલું એમ સમજવું ? આ કલ્પના માટે પાકો પુરાવો શો છે ? અને તે નામ પડયા પછી નરસિંહ મહેતાની કથા જોડી કાઢવામાં આવી એમ તેઓ કહેતા હોય તો તે કોણે જોડી કાઢી ? અને શા માટે આવો પ્રયત્ન કરવામાં આવ્યો ? અને એમાં લાભ શો ? અને કોને ? જ્યારે વિદગ્ધ માધવ ઉપર ટીકા લખાઈ હશે તે વખતે ગોકુલસ્થ શ્રી કલ્યાણરાયજી નરસિંહ મહેતાનું નામ લઇને ટીકા લખે છે, તેનું કેમ ? જો ટીકાકારે નરસિંહ મહેતાના ગોપનાથનું નામ ખ્યાલમાં રાખીને શંકર ભગવાનને ગોપીશ્વર કહ્યા છે, એમ કહો તો, નરસિંહ મહેતા રૂપ સનાતન ચૈતન્ય પહેલાં થઇ ગયેલો પુરવાર થશે. એટલા માટેજ અમારૂં કહેવું છે કે ગોપીશ્વર અને ગોપનાથનો પ્રસંગ એક નથી. એટલે આના ઉપર બાંધેલી રા. મુનશીની તર્કની ઇમારત તૂટી જાય છે, અને એમાં સ્વીકારવાને છૂટકો ન થાય એવું નિર્ણયાત્મક તત્ત્વ કશુંયે રહેલું નથી.

ગયા એપ્રીલ માસમાં મારે કાઠિઆવાડનો પ્રવાસ કરવાનો પ્રસંગ આવ્યો હતો. તેમાં ભાવનગર દરબાર તરફથી અને કેટલીક સારી સગવડ પ્રવાસ માટે શોધખોળ કરવા માટે મળી હતી. (તે માટે મુ. પટ્ટણી સાહેબનો અને વસુલાતી અધિકારી રા. નટવરલાલનો મારે અંતરથી આભાર માનવાનો છે.) મારી સાથે રા. જગજીવન નરોત્તમ બધેકા પણ તળાજા, ગોપનાથ, ઝાંઝમેર, પીઠાપૂર, મીઠા કવિનું ગામ ઉંચડી વગેરે સ્થળે પ્રવાસે આવ્યા હતા. શ્રીગોપનાથ મહાદેવનાં દર્શન કરીને અમે અમારાં નેત્રો પાવન કર્યાં.

તે વખતે અમે પૂજારીની મદદથી કંઇ જુના અવશેષો હજી પણ મળે છે ? અને નરસિંહ મહેતા સંબંધમાં કંઈ જૂની નિશાની મળે છે ? એ શોધવાનો ઘણો પ્રયત્ન કર્યો; પણ તેવું કંઇ મળ્યું નહીં. જે કંઈ મળ્યું તે આધુનિક હતું. કારણ કે ગોપનાથ મહાદેવનું મંદિર વગેરે બે ત્રણ વાર જીર્ણોદ્ધાર પામી ગયાં હોવાથી કોઇએ જૂનું સ્મરણચિહ્ન રાખવા શ્રમ લીધો નથી. છેવટે અમે મંદિરમાં ખુબ તપાસ કરી. શ્રી ગોપનાથના ગર્ભાગારમાં કંઇ મળ્યું નહીં. એકલી મહાદેવની પીંડી જણાઇ ત્યારે બાજુમાં પાર્વતીજીનું નવું મંદિર હતું. પણ ગોપનાથના મંદિરમાં એક ખાસ વિશિષ્ટતા છે, તે એ કે ત્યાં મહાદેવના મંદિરમાંજ વિષ્ણુના એક અવતાર શ્રી નરસિંહજીની પૂજા થાય છે. આ મંદિર મહાદેવના બહારના ચોકમાં પેસતાં ડાબી બાજુએ છે. મહાદેવની થાળ તપોધન બ્રાહ્મણ લઇ જાય છે. નરસિંહજીની થાળ વૈષ્ણવો ગ્રહણ કરે છે. અહીંયાં હરિહરનો અભેદ માનવામાં આવે છે. આ પ્રથા નરસિંહ મહેતાના કાળથી ચાલી આવેલી કહેવાય છે. આ નરસિંહજીના મંદિરમાં તપાસ કરતાં સોડમાં કેટલીક તાંબાપિત્તળની ચલિત મૂર્તિઓ સેવામાં દેખાઇ, તેમાં પૂજારીની સહાયથી જોતાં શ્રીઅંબિકાની અને ગણપતિની મૂર્તિઓ પાછળ નીચે પ્રમાણે ઉલ્લેખો મળી આવ્યા:

શ્રી. અંબિકાની મૂર્તિ પાછળ બાળબોધ અક્ષરમાં કોતરેલું નીચે પ્રમાણે હતું:

वि. सं. १४०१ वैशाख वद २ बुधे श्रीमाल ज्ञातीय उ...पाताकेन श्री अंबिका कारितां

ગણપતિની મૂર્તિ પાછળ સં. ૧૬૦૨ વરષે ફાગણ વદિ ૩૦ ગુરૂ એટલું માંડ વંચાતું હતું.

ન બનવાની ચર્ચામાં કેટલાયે છાપાંઓ અને તે સમયના "કૌમુદી" જેવાં માસિકોનાં પાનાંઓ રોકાશે. પણ સ્વચ્છંદ વર્તનારા રા. મુનશી ખરેખર શ્રીમદ્ભાગવતના (હિંદના પ્રથમ ગવરનર જનરલ વોરન હેસ્ટીંગ્સની માફક) પ્રશંસક હતા, એ કેવી રીતે કોણ માનશે? સામાન્ય રીતે વકીલ બારિસ્ટર એડવોકેટ સોલીસીટર કોઇ થાય એટલે તે શ્રીમદ્ ભાગવતને અને ખાસ કરીને શ્રી કૃષ્ણની લીલાઓને ધિક્કારવી, એ તેનું લક્ષણ થઈ પડે છે. તેમાં રા. મુનશી જેવો ઉચ્છૃંખલ અને આગળ વધેલા વિચારનો ન્યાતજાતતોડક, વિધવા લગ્નનો હાંખવો બેસાડનારો વકીલ ભાગવતમાં અને શ્રીરાધા-કૃષ્ણની લીલાને શુદ્ધ ભક્તિ તરીકે વર્ણવે, એ વગેરે શું વિચિત્ર બનાવ, સ્વાભાવિકતા અને ઉત્ક્રાંતિ બંનેના નિયમોને પડકાર કરતો નથી?

આટલું છતાં રા. મુનશી જે છે તે છે, લબ્ધપ્રતિષ્ઠિત છે તે છે, તેમના સામાજિક કાર્યને સમાજે વખોડવા છતાં કે નહીં વખોડવા છતાં એ દંપતીને લોકોએ માન આપ્યું છે, તેમણે સારી વાર્તાઓ લખી છે; તેમણે સારા ભક્તિવાળા લેખો લખ્યા છે, એ જેમ ચોક્કસ છે, જેમ મુનશી દંપતી તેના સમયથી આગળ વધેલ છે, એ જેમ ચોક્કસ છે, તેમ નરસિંહ મહેતો પણ અજોડ છે, તેના સમયથી આગળ વધેલો છે, અને સાહિત્ય નભોમંડળમાં અદ્વિતીય ઝળકતો તારો છે. એના સમયના બીજા કવિઓ વિસરાઇ ગયા છે. એ સર્વમાં નરસિંહ મહેતો તો શ્રીકૃષ્ણનો કૃપાપાત્ર હતો, એટલી વિશેષતા છે. એટલે તેને માટે દેશકાળ અને કાર્યકારણ સંબંધનો (ઐતિહાસિક ઉત્ક્રાંતિનો) બાધ લાગુ પડતો નથી. નવા સમયમાં જેવા રા. મુનશી અજોડ, તેવા નરસિંહ મહેતા પણ જૂના સમયમાં.

જૂના મત પ્રમાણે નરસિંહ મહેતાનો જીવનકાળ સં. ૧૪૭૦ થી ૧૫૩૩ છે; મીઠા કવિના કહેવા પ્રમાણે સં. ૧૪૬૫ થી ૧૫૪૪ છે; રા. મુનશીના નવીન મત પ્રમાણે તે સં. ૧૫૫૦ થી ૧૬૨૦ નો છે. રા. મુનશીને જૂના મતના કાળમાં નરસિંહ મહેતામાં અપૂર્વ ભક્તિ શી રીતે પ્રકટી તેનું કારણ નહીં સમજાતાં તેઓ તેને સો વરસ આગળ ધકકેલે છે. એટલે તેમને તેને ટકાવવા બીજી મન ઘડંત કલ્પના કલ્પવી પડે છે.

રા. મુનશીની કલ્પના પ્રમાણે જે કાળનિર્ણય કરવામાં આવ્યો છે તે સમયમાં ગુજરાતમાં બે વૈષ્ણવાચાર્યોનું આગમન થયું છે: એક શ્રી વલ્લભાચાર્ય ને બીજા શ્રી ચૈતન્ય. તેમાં શ્રી વલ્લભાચાર્ય તો ત્રણ ચાર વાર પધાર્યા હતા અને તેમની અનેક બેઠકો જૂનાગઢ વગેરે સ્થળોમાં છે, તેમના તેજ સમયમાં થયેલા સેવકોનાં નામો તથા કૃતિઓ પણ મળે; જ્યારે ચૈતન્યની તો કોઇ પણ પ્રકારની અસર જણાતી નથી. જો અસર થવાનો સંભવ હોય તો શ્રી વલ્લભાચાર્યજીની થઈ હોત, પણ વલ્લભાચાર્યની અસર થયેલી ન માનતાં અજ્ઞાત ચૈતન્યની અસર થયેલી શા આધારે તેઓ માને છે? આ અસંગતિ અને વિરોધ રા. મુનશીને કેમ જણાતો નહીં હશે? પ્રત્યુત ચૈતન્ય ઉપર શ્રી દ્વારકાધીશ રણછોડરાયની ભક્તિની અસર થઇ છે, એમ તેના ચરિત્રકારો સ્પષ્ટ જણાવે છે. શબ્દકલ્પદ્રુમકાર લખે છે કે ચૈતન્યને કૃષ્ણકર્ણામૃતનો ગ્રંથ દ્વારિકામાંથી મળ્યો અને તેથી તેઓ ઘણા પ્રસન્ન થયા હતા. ચૈતન્ય ચરિત્રામૃતના મધ્ય ખંડમાં પણ આ વાત દર્શાવેલી છે. માત્ર જદુનાથ સરકાર એના ચરિત્ર ગ્રંથમાં ચૈતન્ય દ્વારકા ગયાની વાત લખે છે, પણ કૃષ્ણકર્ણામૃત લઇ આવ્યાનો ઉલ્લેખ કરતા નથી.

હવે આ કૃષ્ણકર્ણામૃત ગ્રંથ કાઠિયાવાડ—સોરઠમાં પણ લોકપ્રિય અને પ્રખ્યાત ગ્રંથ હતો તે સં. ૧૫૨૯ માં પ્રભાસપાટણમાં થઇ ગયેલા કેશવદાસે કરેલા ભાગવત દશમના સુંદર અનુભવ ઉપરથી જણાય છે. ભક્તિમાર્ગનું સંસ્કૃત પ્રાચીન સાહિત્ય સં. ૧૫૦૦ માં કાઠિયાવાડમાં પણું થતું. લીલા શુકદેવનો કૃષ્ણકર્ણામૃત, અજ્ઞાત કવિની પાંડવ ગીતા, જયદેવનું ગીતગોવિંદ, નૃસિંહારણ્ય સ્વામીની વિષ્ણુભક્તિ કલ્પલતા, બિલ્વમંગળનું શ્રીકૃષ્ણ સ્તોત્ર—એ ભાગવત, કૃષ્ણજન્મ ખંડ, ગર્ગસંહિતા આદિ ગ્રંથો ઉપરાંત જાણીતા હતા. પ્રાકૃત ગુજરાતી ભાષામાં કેટલુંક સાહિત્ય નરસિંહના સમયમાં પ્રચલિત હશે, પણ હજી સુધી તે આપણને લભ્ય થયું નથી. સમકાલીન કવિઓમાં કેશવદાસ ભાગવતના અનુવાદમાં કેટલીક ભાગવત ઉપરાંતની રસકેલીની વાતો લખે છે.

વળી ભીમની હરિલીલા ષોડશ કળા તથા રસિક ગીતા પ્રખ્યાત છે. ભીમ ઉપર તો નરસિંહ મહેતાની ભક્તિની અસર થઇ હોવી જોઇએ, કારણ કે નરસિંહ મહેતાનાં કીર્તનો—પદોના જે જૂના હસ્તલિખિત ગ્રંથો મળે છે તેમાં "ભીમચા ઠાકોર" એ નામે ઘણાં પદો મળે છે. જેમ નરસિંહ મહેતાની મુદ્રા "નરસૈંયાચા સ્વામી" છે, તેમ ભીમની છાપ "ભીમચા અથવા ભીમના ઠાકોર"—એવી છે. પદોમાં પણ ઘણું સામ્ય જણાય છે. માત્ર આ પદોકાવ્યો કોઇએ તારવીને જૂદાં છપાવ્યાં નથી.

તેજ પ્રમાણે નરસિંહ પછી નારાયણદાસ નામનો એક કવિ થઇ ગયો છે, જેણે નવરસ નામનું સુંદર કાવ્ય ગુજરાતીમાં રચ્યું છે. એમાં નરસિંહની અસર જણાય છે.

આ પ્રમાણે જોતાં નરસિંહનો જન્મ જૂના મત પ્રમાણે ભક્તિમય વાતાવરણમાં થયો હતો, તેની અસર સમકાલીન કવિઓ ઉપર અને પછીના કવિઓ ઉપર થઈ છે. છતાં એ અદ્વિતીય પ્રકાશમાન તારા જેવો ગુજરાતી સાહિત્યના ઉદયકાળ વખતે જણાય છે, તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી.

---

( લેખાંક ૧૫ મો: "ગુજરાતી" તા૦ ૮-૧૦-૩૩

પ્રતિવાદી લેખક: **શાસ્ત્રી રેવાશંકર મેઘજી પુરોહિત (દેલવાડાકર)**

**નિર્ણય કરવાનો વિષય:** નરસિંહ મહેતાનો જીવન અને કવનકાળ.

**પુરાવો:** કુંવરબાઇનું મામેરૂં ઉનામાં થયું તે, સં. ૧૫૦૩ નો શિલાલેખ, વગેરે.

**ઉનામાં કુંવરબાઇના મામેરાની છાબ અને દામોદરરાયનો ઇતિહાસ**

જત "ગુજરાતી"માં મુનશી વિ. મહેતાના નામની નરસિંહ મહેતાના જીવન-કાળ સંબંધમાં જે ચર્ચા અથવા વાદવિવાદ ચાલ્યો આવે છે તે મેં ધ્યાનપૂર્વક વાંચ્યો છે. એ સંબંધમાં મારી જાણ પ્રમાણે કેટલીક હકીકત મને મળી છે તે "ગુજરાતી"ના સુજ્ઞ વાચકો આગળ રજુ કરૂં છું, જે એ પ્રસ્તુત ચર્ચામાં પણ ઉપ-યોગી થઇ પડશે.

"**ઉના**" (કાઠિયાવાડ) ઉનાથી પૂર્વમાં અર્ધા માઇલના આશરે છેટે જ્યાં કુંવર-બાઇનું મામેરૂં પૂરવામાં આવ્યું હતું તેનું જૂનું ઐતિહાસિક સ્થળ છે, અને ત્યાં એક જૂની દહેરી છે, હાલ તો તે ઉજ્જડ સ્થળે છે. તે દેરીમાં સંવત્ ૧૫૦૩ ના મહા સુદિ ૫ મે મોસાળું પૂરાયેલું એવો તદ્દન જીર્ણ અવસ્થામાં ૧ પથ્થર ઉપર લેખ પણ મોજુદ છે. એ અરસામાં મહેતાજી ત્યાં પધાર્યા હશે એવું અનુમાન સહેજે થઇ શકે છે. હાલ ઉના ત્યાં સુધી લંબાયેલું નથી, પરંતુ ઉનેવાળોનું રાજ્ય (ઇ. સ. ૧૩૦૦ સુધી) ઘણા વિસ્તારમાં હતું; ઉના શહેર આ દહેરી સુધી હતું, તે નીચેના લેખથી જણાશે. આ સ્થળે જ્યાં છાબ પૂરાયેલી ત્યાં સૂર્યનો પ્રકાશ પડતો નથી, છાયા જણાય છે, એવું ત્યાંના વતનીઓનું કહેવું છે. પણ તે મને અનુભવે ગળે ઉતર્યું નથી. ગમે તે ચમત્કાર કદાચ હોય પણ નરસિંહ મહેતાજીના વખતનું એ ઐતિહાસિક સ્થળ છે અને પ્રાચીન કાળથી તે તે નામેજ હાલ પ્રસિદ્ધ છે. વધુ શોધખોળ તે વિષયમાં કરતાં જુનાગઢના સુપ્રસિદ્ધ **દીવાન રણછોડજી અમરજી** કૃત પુસ્તક ૪ થું "સોરઠી તવારીખ" ના પૃષ્ઠ ૯૧ માં નીચે મુજબ લખાણ છે, જે અક્ષરે અક્ષર ઉતારવામાં આવે છે.

"મહેતા નરસિંહની વાત"

સદાચરણ અને પરહેજગારીના માર્ગમાં ચાલનાર ઈશ્વરની ઓળખાણવાળા ભક્ત મહેતા સાહેબ નરસી નાગરની ખ્યાતિ એક ધ્રુવથી બીજા ધ્રુવ પર્યંત મશહુર છે અને તેણે બતાવેલા ચમત્કાર પણ સઘળી દિશાઓમાં ફેલાએલા છે. તેની ભાભીના દુષ્ટ સ્વભાવથી ક્રોધાયમાન થઇને એક દિવસ નરસી મહેતા ઘર છોડીને પોતાના ઇષ્ટ દેવ મહાદેવ ગોપીનાથને મંદિરે ગયા; ત્યાં રહી ઘણા દિવસો તેણે ઉપવાસ, આરાધના અને પ્રાયશ્ચિત્ત કર્મ કરવામાં ગાળ્યાં. આખરે અનંત કૃપાદ્દષ્ટિનો સમુદ્ર રેલ્યો. ઈશ્વરી પ્રસાદ રૂપી વાદળાંની ગર્જના થઇ અને નરસી મહેતા સાંભળે તે પ્રમાણે નીચે મુજબ આકાશવાણી થઇ:

"આ દુનિયાની મોજમઝાહ અને શારીરિક વાંછનાનો ઉપભોગ મેં લક્ષ્મીપતિ કૃષ્ણને સોંપ્યો છે. તું રાસમંડળીની લીલા, ગોપીનું નૃત્ય અને સંગીત તારી ચર્મ-ચક્ષુથી જોઇશ; જે તું તે કવિતા રૂપે વર્ણવજે, કે જેથી જે તારૂં કથન સાંભળે તેને સનાતન મોક્ષ મળે."

નરસિંહ મહેતાએ તથાસ્તુ કહ્યું. તે વખતને આજે લગભગ ૩૭૦ વર્ષ થઇ ગયાં તો પણ ઉંચી અને નીચી પંક્તિના માણસો આજ પર્યંત તેણે બનાવેલ કીર્તન ગાય છે અને આ પ્રમાણે છેવટની મુક્તિ માટે સામગ્રી ભરી રાખી છે.

દોહરો (અર્ધો)

ગમી પ્રકારે જગતમાં સદૈવ તેવું જોય

નરસિંહ મહેતા દ્રવ્યહીન માણસ હતા અને વૈરાગી તથા ભક્તો જેઓ દેશમાં ભટકતા ફરે છે તેની સોબતમાં રહેતા; તેમ છતાં પણ તેના દીકરા શામળદાસનાં જ્યારે વડનગરના નાગર મદનજીની દીકરી જોડે લગ્ન કરવાં હતાં ત્યારે દૈવકર્મથી તેને તરેહ તરેહના રથ, સોનાના આભૂષણથી શણગારેલા ઘોડા, કિમતી પોશાક અને ઘરેણાં સાંપડયાં. નરસિંહ મહેતાની દીકરી કુંવરબાઈને જુનાગઢ તાબાના ઉના ગામના ઝવેરીપુરા નામના મહોલ્લામાં રહેનાર શ્રીરંગ મહેતાના દીકરા જોડે પરણાવ્યાં હતાં. પછીથી નરસિંહ મહેતો નાક કાન લઇને ઉનામાં પોતાની દીકરીના શ્રીમંત ઉપર હાજર થયા અને પોતાની દીકરીને કહ્યું: "સામેરામાં જે લુગડાં જોઇએ તેની યાદી કરવા તારી સાસુને પૂછ. એટલે હું તે મુજબ ગોઠવણ કરું." ઇત્યાદિ ઇત્યાદિ.

એ પછી રણછોડજી દીવાને 'સોરઠી તવારીખ'માં મામેરૂં કેવી રીતે પુરાયું તેનો પ્રસંગ વર્ણવ્યો છે. જે પ્રેમાનંદના મામેરાને મળતો આવે છે. આ રણછોડજી દીવાન સં. ૧૮૪૦ માં જીવતા હતા એ ચોક્કસ છે. તેમાંથી ૩૭૦ બાદ કરતાં નરસિંહ મહેતાનો જન્મ સં. ૧૪૭૦ આવી રહે છે.

## શ્રી નરસિંહ મહેતાજીના સમયના દામોદરરાય (ઉના)ના મંદિરનો ઇતિહાસ

સંવત્ ૧૫૧૨ ના માગશર સુદી ૭ જુનાગઢમાં દામોદરરાય ભગવાને નરસિંહ મહેતાજીને હાર આપ્યા પછીથી તુરત અહીં ઉનામાં પધાર્યા છે. કહે છે કે તેની પહેલાં અહીં દ્વારકાનાથજી બીરાજતા અને તેની સેવા સેવક તપોધન બ્રાહ્મણની સ્ત્રી કરતી હતી, જે હાલના સેવકોના કુટુંબની હતી અને તે સ્વરૂપ પણ હાલમાં વિદ્યમાન છે. દ્વારકાનાથજીના સ્વરૂપના વિષયમાં રામમંદિર(ઉના)ના સાધુઓનો એવો મત છે કે આ દ્વારકાનાથજીનું સ્વરૂપ રામાનુજ પંથના સાધુઓએ પધરાવ્યું છે અને ત્યાર બાદ સેવકો શ્રી દામોદરરાયને પધરાવી લાવ્યા; પણ ખરી રીતે મને તો સેવકોજ દ્વારકાનાથજીની સેવા કરતા હતા એમ ચોક્કસ જણાય છે, કારણ જે હાલમાં ત્યાં સાધુઓનો કશો પણ હક્ક નથી.

દામોદરરાયજીના મંદિરને સરકાર (જુનાગઢ) તરફથી અગાઉના સમયમાં દર વર્ષે સામગ્રી વિગેરે મળતું હતું, પણ જ્યારથી સોરઠ સરકારે રૈયત પાસેથી વીઘોટી લેવાનો ઠરાવ કર્યો ત્યારથી ઠાકોરજીની સેવા સામગ્રી વિગેરેનો નિર્વાહ કાયમ રાખવા સોરઠ સરકાર તરફથી હાલ રૂ. ૨૬૬| અંકે બસો છાસઠ રૂપીયા ચાર આના આપવા નક્કી કર્યું છે. મંદિરના ડ્રિવેસીઆ તરીકે બે વાડીઓ છે, તેમાં ૧ વાડી દેલવાડાના રસ્તા ઉપર છે અને તે જમીન આશરે ૬૦ વીઘાં છે, અને બીજી વાડી સીંબર (શબર સ્થાન)ના રસ્તા ઉપર નદીકીનારે છે, તે આશરે ૨૦ વીઘાં છે. તેની ઉપજ

શ્રી દામોદરરાયજીને અર્પણ થાય છે. આ વાત સેવક નથુ મોનજી તરફથી મેળવી છે અને હાલમાં સરકારમાં પણ તેજ નામથી વહીવટ ચાલે છે.

શ્રી દામોદરરાયજી સંવત ૧૫૧૨ માં જૂનાગઢમાં મેહેતાજીને હાર આપી જૂનાગઢ થી સવા પ્રહરમાં મેહેતાજી જોડે અહીંયાના ગુપ્ત પ્રયાગમાં જ્યાં યમુનાજીનો કુંડ છે ત્યાં પધાર્યા, અને તે વખતે ઉનાનો વહીવટ ચલાવનાર મુખ્ય વહીવટદારને સ્વપ્નું થયું કે મારે ઉનામાં પધારવું છે. તેથી તેઓ તેમને ઉનામાં પધરાવી લાવ્યા.

બીજું તે મંદિર હાલમાં જે સ્થિતિમાં છે તે સ્થિતિમાં શાકે ૧૭૨૫ માં મોરારજી ભાઇ દીવાને બંધાવી આપ્યું છે, જે હાલમાં શિખરબંધ છે. આ દામોદરરાયજીનું સ્વરૂપ અને સ્થળ જોવા જેવાં, પ્રાચીન ને દર્શનીય છે. મારા મિત્ર કુંવરબાઇના મામેરાની છાબ જ્યાં પૂરાયેલી તે સ્થળના સંબંધમાં લખે છે કે,

. આ સ્થળ ઉના કોરટના કિલ્લાવાળા દરવાજા તરફથી નદીના રસ્તે સામે પાર નાઠેજ જવાના રસ્તા ઉપર આવેલું છે ત્યાં ખેતરમાં એક દહેરી છે. તેટલામાં સૂર્યનો પ્રકાશ પડતો નથી, એવી પરંપરાગત લોકવાયકા છે. અગાઉ અહીં સુધી જૂનું ઉનાનું સ્થળ હતું, એમ પ્રાચીન અવશેષોથી જણાય છે. નાગરોની વસ્તી ઘણી છે અને તે સેંકડો વર્ષથી રહે છે. આ વિષયમાં ઉનાના કોઈ વતની વધુ પ્રકાશ પાડશે તો ઉપકાર થશે.

## ઉનાનો નરસિંહ મહેતાની દેહુરીનો શિલાલેખ

"નરસિંહ મહેતાની દેરી અમોદરાના રસ્તાથી કાંઇક ડાબી બાજુ પર છે, એટલે ડાબા હાથ ભણી છે. દેરી જર્જરીભૂત છે એ એને જોવાથી એવું અનુમાન થઇ શકે છે. આ દેરી જૂના વખતની છે, તેમાં જરા પણ શકમંદ થવા જેવું નથી. દેરી આશરે આઠ ફુટ લાંબી તેમજ આશરે આઠ ફુટ પહોળી છે. પશ્ચિમ દિશા તરફ આખી દિવાલ છે અને ઉત્તર-દક્ષિણ તેમજ પૂર્વ દિશા ખુલ્લી છે, પૂર્વ દિશાનો ભાગ પડી જવા જેવો થઇ જવાથી ત્યાં હાલ જોતાં એક પથ્થરનો વચ્ચે ટેકો કરવામાં આવ્યો છે. આ તપાસ આજ રોજે એટલે અષાડ વદ ૭ ને શુક્રવાર તા૦ ૧૪-૭-૩૩ ના રોજે અમોએ બપોરના કરી છે. × × ×

હવે લેખ × × × નો પત્થર પાળીઆને આકારે છે. લેખનો પત્થર ૩ ફુટ લાંબો આશરે તથા પહોળાઇ દોઢ ફુટની છે. પત્થર ઉપરથી ત્રિકોણાકારે છે અને નીચે ચોરસ છે. એટલે કે ચટણી વાટવાની પત્થરની પાટ જેવો છે. વચમાં લેખ છે તે એક ફુટથી વધારે અને સવા ફુટની અંદર ફકત પાંચ લીટીમાં છે. લેખના પત્થરની જાડાઇ પોણા ફુટની છે. લેખના દરેક અક્ષર ક્ષારને અંગે ખવાઇ ગયેલ છે. અને કેટલાક અક્ષરો તો તદ્દન લોપ થઇ ગયા છે. લેખનો પત્થર સફેદ પાણાનો છે, અને જ્યારે તે તૈયાર કરવામાં આવ્યો હશે ત્યારે તેમાં કત્થાઇ લાલ રંગ પૂરવામાં આવ્યો હશે એવું અનુમાન થાય છે અને તેવા રંગની છાંટ એક છેડા ઉપર જોવામાં આવે છે. × × × લેખ મેં વિચારીને ઉકેલ્યો છે, તેની નકલ હું નીચે ટાંકું છું.

संवत १५०२ वरखे सहा सुदी ५ ने वार रविए कुंवरवाइनी वाहिनी पुरवामां आवी छे.

એટલુંજ છે. એમ અનુમાન બંધાય છે. એ સિવાયના વધારે અક્ષરો હોય તે મારૂં માનવું નથી. આ પ્રમાણેની બીના છે તે મેં તમોને લખી મોકલી છે,

લેખને પાછો યથાસ્થિત રીતે મૂકી દીધો છે. એ શિવાયની વધારે દલીલ આમાં બતાવવામાં આવતી નથી."

છપાયેલો લેખ ગાઢો જોયલો છે, અને મારા મિત્રોએ પણ જોયેલો છે, અને તેના પત્ર ઉપરથી ઉપર પ્રમાણે હકીકત મૂકી છે. એ ઉપરથી વિશ્વાસ પડશે કે નરસિંહ મહેતા સં. ૧૫૦૩ માં અને તેની પૂર્વે તથા પછી વિદ્યમાન હતા. રા. મુનશીએ જે કોયડો ઉભો કર્યો છે, તેનું આથી નિરાકરણ થઇ જશે, એવી આશા છે. આ લેખમાળા અમો હોંશથી વાંચતા આવ્યા છીએ.

---

## ગોપીશ્વર મહાદેવનું સ્થાન

નરસિંહ મહેતાના ગોપનાથ મહાદેવ અને વિદગ્ધમાધવ નાટકના ટીકાકારે ઉલ્લેખેલા ગોપીશ્વર મહાદેવ એ બે વચ્ચે કંઇક સંબંધ હોવાની કલ્પના શ્રી. આનંદશંકર બાપુભાઇ ધ્રુવે "વસંત" (વર્ષ ૪ અં. ૮) સં. ૧૯૬૧ માં કરી હતી. અને હમણાં તા૦ ૨૪–૯–૩૩ ના "ગુજરાતી"માં (પૃ. ૧૪૧૨) એની ચર્ચા આવી છે. મહેતાના ગોપનાથ કાઠીઆવાડમાં છે, એ પ્રસિદ્ધજ છે. પણ વિદગ્ધમાધવની ટીકાના ગોપીશ્વર મહાદેવ તે કયા? એ "ગુજરાતી"ના છપેલા લેખમાં સ્પષ્ટ જોવામાં ન આવ્યું, તેથી એ ગોપીશ્વર મહાદેવ વૃંદાવનમાં બીરાજે છે, એટલો ખુલાસો કરવા ઇચ્છું છું. વિદગ્ધ માધવમાં વૃંદાવનનું સૂચન છેજ—रसिकसंप्रदायो वृन्दावनविलोकनोत्कण्ठया केशितीर्थोपकण्ठे समीयिवान् । વગેરે.

આ વૃંદાવનના ગોપીશ્વર મહાદેવના પ્રાકટ્ય વિષે એવું કહેવાય છે કે શ્રીમદ્ ભાગવતમાં વર્ણવેલ રાસલીલાપ્રસંગે એ લીલાનાં દર્શન કરવા મહાદેવ વેષ બદલીને પધાર્યા, પણ શ્રીકૃષ્ણ ભગવાને એમને ઓળખી કાઢી, હાથ પકડી પાસે બોલાવ્યા; એ વખતથી વૃંદાવનમાં ગોપીશ્વર મહાદેવ બીરાજે છે. ( જુઓ " કલ્યાણ " નો શિવાંક પૃ. ૬૬૧.)

દુર્ગાશંકર કે. શાસ્ત્રી.

નોંધ—"ગુજરાતી" પ્રેસના સં. ૧૯૯૦ ના પંચાંગમાં વ્રજયાત્રા કવિ દયારામની રચેલી છાપેલી છે. તેમાં વ્રજયાત્રાના મુખ્ય સ્થળોની એક યાદી તારવીને આપી છે. તેમાં વ્રજના મહાદેવજીનાં ૯ સ્થાનોનાં નામો આપેલાં છે. તેમાં ગોપેશ્વરનું નામ છે. આ સ્થાનો પ્રથમ પ્રસિદ્ધ હતાં, કાળબળે તે લુપ્ત થયાં. સં. ૧૬૦૦ માં શ્રી. વલ્લભાચાર્યજીના દ્વિતીય પુત્ર ગુંસાંઇજી શ્રી વિઠ્ઠલનાથજી, જેમની ઉમ્મર તે વખતે ૨૭ વર્ષની હતી, તેમણે પ્રથમ વ્રજયાત્રા કરી અને જુદાં જુદાં સ્થાનો નક્કી કર્યાં. ફરી પાછાં પ્રસિદ્ધ કર્યાં. તેજ વખતથી આ ગોપેશ્વરનું સ્થાન લોકપ્રસિદ્ધ થયેલું. તે પછી વિદગ્ધમાધવ નાટક જે સં. ૧૬૦૦ પછીજ રચાયલું છે, તેના ટીકાકારે મહાદેવને ગોપીશ્વર લખ્યું, તે વ્રજના મહાદેવને ઉદ્દેશીને લખ્યું એમજ માનવું સયુક્તિક છે. આ ગોપીશ્વર–ગોપેશ્વર મહાદેવ અને કાઠિયાવાડના ગોપનાથ મહાદેવને કશો સંબંધ નથી. રા. દુર્ગાશંકર શાસ્ત્રીએ આ વિષય ઉપર ધ્યાન સારૂં ખેચ્યું છે.

સંપાદક "ગુજરાતી"

એવા જેહ અભેદ રૂપ હરિમાં, રૂપે થઇ એકતા,
તે તો નિશ્ચય વિશ્વ આપણુ સહુ, મિથ્યારૂપે દેખતા;
દેખે વ્યાપક દેવ એક નજરે, પોતે તદાકાર છે,
એવા જે નરસિંહ દેવ તમને, મારા નમસ્કાર છે. ૬

## શિખરિણી

કહુ હુ સંતો જે, ગુણિયલ અને નાગર વળી,
ચરિત્રો ભકતોનાં, કથન કરવા ના મતિ મળી;
કહાં આત્મા રૂપે, નરહરિ સમા નાગર ભલા,
કહાં હુ અજ્ઞાની, જડ મતિ અને કોઇ ન કલા. ૭

## માલિની

ચળચળ પ્રિય સંતો ! ભૂમિ નક્ષત્ર તારા,
ચળચળ પ્રિય સંતો ! વ્યોમમાં ભાસનારા;
ચળચળ પ્રિય સંતો ! સૂર્ય બ્રહ્માંડ મોટાં,
ચળચળ પ્રિય સંતો ! ચંદ્ર ચંદ્રાંગ છોટાં. ૮
ચળચળ પ્રિય સંતો ! તેજ આકાશ એવાં,
ચળચળ પ્રિય સંતો ! મેરૂ ને વિંધ્ય તેવા;
ચળચળ પ્રિય સંતો ! ઇન્દ્ર બ્રહ્માદિ દેવા,
ચળચળ પ્રિય સંતો ! વિષ્ણુ ને રૂદ્ર જેવા. ૯
અચળ જ પ્રિય સંતો ! રાધિકાનાથભક્તિ,
અચળ જ પ્રિય સંતો ! ભકતની જેહ શક્તિ;
અચળ જ પ્રિય સંતો ! સર્વદા સાક્ષિભૂતં,
અચળ જ પ્રિય સંતો ! સચ્ચિદાનંદ રૂપં. ૧૦

## શાર્દૂલ

આષાડી ઘનઘોર વાદળ મહીં, દ્યુતિ સમી દામિની,
વાધી ભક્તિ અખંડ ગંગ સમજે, ક્ષીરોદધિગામિની;
ગંગા સાગરસંગમે વિહરતાં, રૂપે થઇ સાગર,
પામ્યા ભક્તિ વડે અખંડ પદને, મેતા સમા નાગર. ૧૧
સંતો પાટણમાં થયું યવનનું, પ્રાબલ્ય જે કાળમાં,
વાધેલા કુળનો વિનાશજ થયો, મ્લેચ્છો તણી જ્વાળમાં;
લૂટયાં કૈં નગરો હતાં ભલ ભલાં, તોડયાં વળી દેવળ,
તેમાં ગુર્જર દેશનું નગર જે, વૃદ્ધો તણું દેવળ. ૧૨
જેમાં જ્ઞાન અને તપે ત્યમ વળી, વિદ્યા તણા વૃદ્ધ જે,
વિપ્રો નાગરિ નાતના અતિ વરો, દેવો સમા હોય તે;

# પરિશિષ્ટ—૧ લું

## હરિદાસકૃત

# વંશાવેલીકાવ્ય*

(દિવાળીનો ખાસ અંક તા૦ ૧૫-૧૦-૩૩ માંથી ઉધ્ધૃત)

### શાર્દૂલ

શ્રી ગોપેશ મહેશ સેવ કરતાં, ગોવિંદના ધામમાં,
આનંદે નરસિંહ નાગર ગયા, ઠાકોરના દામમાં;
શ્રી રાધારમણે કર્યો રસભર્યો, જે રાસ તે પેખતા,
ગોલોકે મન મોદથી અતિ ભલો, રૂપે સખી દેખતા. ૧

શ્રીરાધાસહ ગોપિકા ભલભલી, દેખી સખી રૂપ એ,
પામે વિસ્મય અંતરે અતિઘણું, વૈકુંઠના ભૂપ જે;
પ્રેમે શુદ્ધ વિશુદ્ધ અંતર થકી, ગોવિંદને તે ભજે,
વાધી ભક્તિ રમેશની મનતણી, ચિંતા બધી તે તજે. ૨

જેને પૂર્વ તણી અપૂર્વ મનમાં, જેવી હતી વાસના,
તેવાં દર્શન રાધિકા રમણનાં, રંગે ભર્યાં રાસનાં;
પામી પૂર્ણ પ્રસાર ભક્તિરસનો, જેણે કર્યો સર્વદા,
ગંભીરા, રસગૌરવા, અતિભલી, જે ગુર્જરી સંસ્કૃતા. ૩

વાણીથી રચનાર કૃષ્ણકવિતા, શૃંગારની પ્રેમથી,
એવા શ્રી નરસિંહ નાગર તણું, ચારિત્ર હું નેમથી;
સેવાદાસ મહંત સંત ગુરુની, પૂરી કૃપાએ વળી,
ભાવેથી ભરપૂર ભક્તિરસની, નૌકા મને તો મળી. ૪

જે નૌકા ભવસાગરે અધમનો, ઉદ્ધાર નિત્યે કરે,
સાક્ષાત્કાર સદાય થાય હરિનો, દુઃખો દયાળુ હરે;
ભક્તોનાં ગુણગાન માન મનથી, માની સદા અંતરે,
શ્રી રાધાપતિ રૂપ, ભેદ તજતાં, થાયે સદા સંત જે. ૫

---

* આ વંશાવેલી કાવ્યની એક હાથપ્રત કચ્છ દેશમાં છે. તેમાં "यादृशं पुस्तकं दृष्टं त लिखितं मया—શ્રી કચ્છ દેશે નારાયણ સરોવરે સંત માધવદાસ પઠનાર્થે વિક્રમ સંવત ૧' પોષ સુદિ ૫ લિખિતં ભણસાલી લવજી"—એ પ્રમાણે પુષ્પિકામાં લખેલું છે. આ સં. ૧' ની હાથપ્રત ઉપરથી રા. બધેકાએ નકલ કરીને આ કાવ્ય મોકલ્યું છે. માર્ગીસાધુઓ તે કંઠસ્થ હોવાથી ગવાય છે, એમ રા બધેકા જણાવે છે.

ફરતો દુર્ગ કરાવિયો મહાદેવપુર સાર;
આવી વસીયા ભાણજી તે પુરમાં તે વાર. ૨૨
ઇષ્ટદેવ મહાદેવનું મંદિર તેમાં સાર;
તેથી જ મહાદેવપુર નામ પડયું નિરધાર. ૨૩
ઇશ્વિરીયામાં સ્થાપિયા ગણેશજી તે વાર;
પુત્રો પામ્યા રાયજી વર્ત્યો જયજયકાર. ૨૪

## હરિગીત

રજપૂત વાળા વંશમાં સામંત વાળા નામના,
રાણી તેને બે હતી વળી ભક્ત ભારે રામના;
પુત્રો હતા ત્રણ તેહને મોટા સહુથી દેવ છે,
તુલજાપુરીના રાજવી આચાર માંહે દેવ જે. ૨૫
પુત્રો હતા બે નાનડા તે નાની રાણીના વળી,
**સાનો, સૂરો,** એ નામથી કીર્તિ અવિચળ મેળવી;
ભદ્રાવતીને બેસણે સાનો ગયો અતિ પ્રેમથી,
સાથે સૂરાને રાખીયો શિખવે નીતિ નેમથી. ૨૬
ત્રાપજ સૂરાનું બેસણું નિશ્ચય કરી એવો અને,
સામંત સ્વર્ગે સંચર્યા છોડી જ રાજપ્રપંચને;
દશ વર્ષનો સૂરો હતો સાનો હતો યૌવન વિષે,
પણ રાજનીતિપૂર્ણ સાના-માં સહુ આવી દિસે. ૨૭
ભેગા રહે સાનો અને સૂરો ભલા બે ભ્રાત તો,
સાનો કહે હિતનાં વચન સૂરો કદિ ના માનતો;
સૂરા તણું જે બેસણું ત્રાપજ હતું તે અવસરે,
મેતાપણું પંડયા તણા પુત્રજ ગદાધર ત્યાં કરે. ૨૮
વિક્રમી સંવત તેરશત અઠ્ઠાશીયે* તેને મળ્યું,
મેતાપણું ત્રાપજ તણું જે કામ કરતા ભલભલું;
પંડ્યા મટી મેતા† થયા અવટંક કાળે ફેરવી,
રાજા પ્રજા હિત સાચવી લક્ષ્મી ઘણી ત્યમ મેળવી. ૨૯

## દોહરા

બાર વર્ષ તેણે કર્યું મેતાજીનું કામ;
સૂરો આવ્યો ત્રાપજે સોંપ્યું સર્વે ઠામ. ૩૦

---

* સં. ૧૩૮૮.

† પંડ્યાની અટક બદલાઇને મેતાની અટક પડી. આ વિષયમાં ત્રિકમદાસ-પર્વત પચ્ચીશીમાં જુદી રીતે ખુલાસો કરે છે. (જુઓ ત્રિકમદાસના કાવ્યો).

લૂટાયું સહુ વૃદ્ધનું નગર તે, ભાગ્યા ઘણા નાગર,
પંડયા ભાણુજી નામના સમયને, સમજ્યા મતિસાગર. ૧૩
ચાલ્યા દેશ વિદેશ સ્થિર કરવા, નારી અને બાલક,
પુત્રિ તેમજ પુત્ર સાથ લઇને, સદ્ધર્મના પાલક;
સૌરાષ્ટ્રે તુલજાપુરી નગરમાં, રાજા જહાં દેવ છે,
તે નાગાર્જુન નામથી પણ વળી, જાણે સહુ દેવ છે. ૧૪
મોટી નાગરિ નાત જેહ સ્થળમાં, સંપે વસે સર્વદા,
પંડ્યા ભાણુજી આવી ત્યાં જ વસિયા, સર્વે ટળી આપદા;
રાજા વિક્રમ વર્ષ સંવત તણા, સૈકા પૂરા તેર ને,
શૂન્યં ષટ્ સહિતે* વસ્યા સ્થિર થઇ, રંગે રૂડી પેર તે. ૧૫
જેને નિત્ય ક્રિયા ઉપાસનવિધિ, કર્મે પરિપૂર્ણતા,
સાધે દેવ ઉમાપતિ પ્રતિ દિને, નિષ્કામ છે ભાવના;
તે નાગાર્જુન રાય ભક્તજન છે, ભાવે ભજે શ્રીહરિ,
ઇચ્છા પુત્ર તણી થઇ અતિઘણી, પુત્રેષ્ટિ તેણે કરી. ૧૬

### શિખરિણી

હતા પંડયા ભાણા, બહુ ચતુર તે કર્મવિષયે,
કરાવે પૂજા તે, અતિ વિધ વિધે તેજ સમયે;
ભવાની માતાને, અમળ મનથી નિત્ય અરપે,
ભલી ભાતે પુષ્પો, ફળ સહિત તે પૂજન કરે. ૧૭
કૃપાએ માતાની, અમર સમ દેવી ગુણ ભલા,
થયા પુત્રો તેને, રઘુવર અને લક્ષમણ સમા;
ભલા રાજા દેવા, મન પરમ આનંદથી વળી,
મહા દાનો દીધાં, ગજ, રથ અને પાલખી ભલી. ૧૮

### દોહરા

પંડયાજીને પૂછીયું કહો ગમે તમ કેમ?
ઇચ્છા જેવી આપની આપું તમને તેમ. ૧૯
પંડયા કે' મુજ ઇષ્ટ જે ગણપતિ અને મહેશ;
તેને રહેવા પુરતો આપો મને પ્રદેશ. ૨૦
મન વિચારી રાયજી આપ્યાં છે બે ગામ;
મહાદેવપુરી અને ઇશ્વરીયા† છે નામ. ૨૧

---

* વિ. સં. ૧૩૬૦.

† આ નામનાં બે ગામો હજી આજે પણ મોજુદ છે. ભાવનગર તાબે ઇસોદ્રિયા હાલમાં કહે છે.

ફરતો દુર્ગ કરાવિયો મહાદેવપુર સાર;
આવી વસીયા ભાણજી તે પુરમાં તે વાર. ૨૨
ઇષ્ટદેવ મહાદેવનું મંદિર તેમાં સાર;
તેથી જ મહાદેવપુર નામ પડયું નિરધાર. ૨૩
ઇશ્વરીયામાં સ્થાપિયા ગણેશજી તે વાર;
પુત્રો પામ્યા રાયજી વર્ત્યો જયજયકાર. ૨૪

### હરિગીત

રજપૂત વાળા વંશમાં સામંત વાળા નામના,
રાણી તેને બે હતી વળી ભક્ત ભારે રામના;
પુત્રો હતા ત્રણ તેહને મોટા સહુથી દેવ છે,
તુલજાપુરીના રાજવી આચાર માંહે દેવ જે. ૨૫
પુત્રો હતા બે નાનડા તે નાની રાણીના વળી,
**સાનો, સૂરો,** એ નામથી કીર્તિ અવિચળ મેળવી;
ભદ્રાવતીને બેસણે સાનો ગયો અતિ પ્રેમથી,
સાથે સૂરાને રાખીયો શિખવે નીતિ નેમથી. ૨૬
ત્રાપજ સૂરાનું બેસણું નિશ્ચય કરી એવો અને,
સામંત સ્વર્ગે સંચર્યા છોડી જ રાજપ્રપંચને;
દશ વર્ષનો સૂરો હતો સાનો હતો યૌવન વિષે,
પણ રાજનીતિપૂર્ણ સાના-માં સહુ આવી દિસે. ૨૭
ભેગા રહે સાનો અને સૂરો ભલા બે ભ્રાત તો,
સાનો કહે હિતનાં વચન સૂરો કદિ ના માનતો;
સૂરા તણું જે બેસણું ત્રાપજ હતું તે અવસરે,
**મેતાપણું પંડયા તણા પુત્રજ ગદાધર ત્યાં કરે.** ૨૮
વિક્રમી સંવત **તેરશત અઠ્ઠાશીયે*** તેને મળ્યું,
મેતાપણું ત્રાપજ તણું જે કામ કરતા ભલભલું;
**પંડ્યા મટી મેતા†** થયા અવટંક કાળે ફેરવી,
રાજા પ્રજા હિત સાચવી લક્ષ્મી ઘણી ત્યમ મેળવી. ૨૯

### દોહરા

બાર વર્ષ તેણે કર્યું મેતાજીનું કામ;
સૂરો આવ્યો ત્રાપજે સોંપ્યું સર્વે ઠામ. ૩૦

---

* સં. ૧૩૮૮.

† પંડ્યાની અટક બદલાઇને મેતાની અટક પડી. આ વિષયમાં ત્રિકમદાસ-પર્વત પચ્ચીશીમાં જુદી રીતે ખુલાસો કરે છે. (જુઓ ત્રિકમદાસના કાવ્યો).

પછી વણજવેપારમાં પડ્યા ગદાધર દેવ;
ગુંદીગઢ કુલજાપુરી કરી પેઢી તતખેવ. ૩૧
પંડયાજીના પુત્ર તે હતા એક ગુણવંત;
તેના પુરૂષોત્તમ થયા અવિચળ નામ કરંત. ૩૨
પુરૂષોત્તમના પુત્ર બે સંતો ! સુણજો નામ;
એક કૃષ્ણ દામોદર પર્વત ભક્તિજ ધામ. ૩૩
કૃષ્ણ દામોદરના વળી લઘુ પુત્ર કહેવાય;
થયા નરસિંહ નામના જેના ગુણો ગવાય. ૩૪
રચી વંશની વેલ આ મેતા સમિપે સાર;
સંતો મંગળપુરમાં તે નિશ્ચય નિરધાર. ૩૫
સંવત શતપંનર અને ઉપર પંનર સાર;
શ્રાવણ વદની આઠમે ભેટ ધરી તે વાર. ૩૬
સાધુ હું હરિદાસ છું ગુરુ મુજ સેવાદાસ;
ગુણ ગાવા મેતા તણા કૃષ્ણ પુરો મુજ આશ. ૩૭

**નોંધ:** આ હરિદાસ કવિ નરસિંહ મહેતાનો સમકાલીન છે. તેણે વંશાવેલીકાવ્ય સં. ૧૫૧૫ માં રચીને નરસિંહ મહેતાને માંગરોળમાં અર્પણ કર્યું છે. એની લખેલી પ્રત વિશે ખુલાસો આરંભની નોટમાં કરેલો છે. આ કાવ્ય પ્રમાણે મૂળ પુરૂષ ભાણજીભાઇ (સં. ૧૩૬૦), તેના ગદાધરદાસ, તેના પુરૂષોત્તમદાસ, તેના બે પુત્રો (૧) કૃષ્ણદામોદર અને ૨ જો પર્વતદાસ. અને કૃષ્ણદામોદરદાસના નાનો પુત્ર તે નરસિંહ મહેતો. સમકાલીન રાજા તે નાગાર્જુન ઉર્ફે ઠેવ છે. એ ભાવનગરના ઇતિહાસમાં પ્રસિદ્ધ છે કાઠિયાવાડ ગેઝેટીઅરમાં પણ તેનું નામ છે. વેપારવણજ કરતાં નરસિંહના પૂર્વજો શ્રીમંત થયા હતા. પર્વત મહેતાની હકીકત તો મીઠા કવિએ રચેલા પર્વતાખ્યાનમાં મળે છે. નરસિંહ મહેતા શ્રીમંતના ગરીબ કેમ થયા તે મીઠા કવિએ પોતાનાં કાવ્યોમાં દર્શાવ્યું છે. આ હરિદાસે પ્રશ્નોત્તરમાલિકા નામનો મનોહર ગ્રંથ રચ્યો છે. તેના ૧૫ મણકા પ્રાપ્ત થયા છે. બીજા મેળવવાનો રા. બધેકા પ્રયત્ન ચલાવી રહ્યા છે. હરિદાસનું આ કાવ્ય નરસિંહ મહેતાના સમય ઉપર પ્રકાશ પાડે છે, કે તેઓ સં. ૧૫૧૫ માં તો હૈયાત હતાજ.

## પરિશિષ્ટ–૨ જું

# નરસિંહ મહેતાના જન્મસમયની જૂનાગઢની ગુજરાતી ભાષા

(લેખકઃ રા. કેશવરામ કાશીરામ શાસ્ત્રી)

(તા૦ ૧૨–૩–૧૯૩૩ ના "ગુજરાતી" પત્રના અંક ઉપરથી)

**સંસ્કૃતા ગુર્જરી** અને **પ્રાકૃતા ગુર્જરી** સમ્બન્ધી મીઠા કવિએ આપેલી હકીકત વાંચ્યા પછી એ દિશામાં શોધ કરવાનું ચાલુ રાખતાં એ દિશામાં એક નવોજ પ્રકાશ મારી નજરમાં ચઢયો છે. આજ દિવસ સુધી **હાલની બે બાજુ** જોયા વિના અંદર અંદર મતભેદ ઉભા કરી નાંખવામાં આવ્યા છે. એ વિષયમાં ઊંડી શોધ કરવા પ્રયત્નો કર્યા હોય તો આવા મતભેદને સ્થાન નજ મળે. આજ દિવસ સુધી ભાષાનું સ્વરૂપ નક્કી કરવામાં આપણે કેવળ ગુજરાતનીજ પ્રતિયો ઉપર આધાર રાખ્યો છે. દ્વિવિધ ગુર્જરીનું સ્વરૂપ મેં દોર્યું, ત્યાં સુધી મારૂં વલણ પણ તે પ્રતિયો ઉપરથીજ નક્કી થયેલું હતું. પરંતુ જ્યારે તે **ચર્ચાપત્ર** નીચે દિ. બ. કેશવલાલ ધ્રુવે નરસિંહ મહેતાના એક પદની તત્કાલીન ભાષામાં છબી આપી, ત્યારે મને સ્વાભાવિક એમ થયું કે મેં કંઇક ઉતાવળ કરી છે. જો કે તલ ગુજરાતની ભાષાને માટે તો નિશ્ચિન્તતાજ છે, પરંતુ કાઠિયાવાડની શિષ્ટ મધ્યકાલીન ગુજરાતી માટે તો તે દિશામાં શોધ કરવાનું જરૂર બાકી રહે છે.

નરસિંહ મહેતો જો ગુજરાત તલપદના વાસી હોત તો તે કાન્હડદે પ્રબન્ધ વગેરે કાવ્યની ભાષાને લગતા નમુનાવાળું નરસિંહ "**જાગી જોઉં તદા જગત દીસઇ નહીં,**" એ પદ, તેવીજ ભાષામાં તેમણે લખ્યું હોત. પરંતુ તે કાઠિયાવાડ અને તેમાં પણ તલ **સોરઠ**ના વતની હતા, એટલે તલ ગુજરાતની બોલાતી ભાષાથી ફેરવાળા સ્વરૂપવાળી ભાષા બોલનારા હોયજ, અને તેમજ છે એ વસ્તુ સહર્ષ હું અત્રે બતાવવા માગું છું.

પ્રચલિત લોકભાષા કેવી હતી, તે વસ્તુ જાણવામાં તત્કાલીન ગદ્ય લખાણો ઘણાં ઉપયોગી થાય છે. કવિ તો વિદ્વાન હોય, એટલે જે સાહિત્યની ભાષા હોય અને પોતાથી સારા કવિએ જે ભાષામાં કાવ્ય રચ્યાં હોય તેમાં કાવ્ય રચવાનો મોહ હોય. પરંતુ સામાન્ય જનસમૂહ પરસ્પર વ્યવહારમાં જે ભાષા વાપરે તે તો તત્કાલીન બોલાતીજ હોય, એમાં શક જેવું નથીજ રહેતું. બેશક તેમાં શુદ્ધિ ઉપર ધ્યાન આપ્યું પણ હોય અને ન પણ આપ્યું હોય, પરંતુ તેથી તત્કાલીન ભાષા સ્વરૂપ પકડવામાં મુંઝવણ ન પડે. અત્યારે પણ ભલે એક સામાન્ય જ્ઞાનવાળાએ પોતાના સંબંધી ઉપર અથવા તો સર્વ સામાન્ય રીતે એક વેપારીએ બીજા વેપારી ઉપર માતૃભાષામાં કાગળ લખ્યો હોય તેમાં

વ્યાકરણ વિરૂદ્ધ હ્રસ્વ દીર્ઘની છૂટ લીધી હોય તેમ છતાં ભાષાસ્વરૂપ પકડવામાં તેમાં મુશ્કેલી ન જણાય.

આ રીતે મધ્યકાલીન ગુજરાતીનાં આવાં ગદ્ય લખાણો મળે તો તે ઘણાંજ ઉપયોગી થાય.

કેટલીક ખોજને અંતે માંગરોળમાંથી જ નરસિંહ મહેતાના જન્મ પહેલાનું તલ જૂનાગઢમાંજ લખાયેલું તત્કાલીન ભાષાનું એક લખત હાથ લાગ્યું છે, તેની અક્ષરશઃ નકલ અહીં આપું છું:-

લીટી:- ॥ कालिका सत्य छे ॥

१ संवत १४५९ वर्षे कार्तिक शुदि ४ सोमे यत् गढ जूं
२ ना मध्ये लिषितं कंशारा शोरठीया समस्त रात वर्धमा
३ न तथा रात धनजी (વગેરે ૮૨ નામ લીટી ૨૫ સુધી...)
२५ त० रात जीवा त० रात रतना साथ समस्त म्यली कालि
२६ काने डुंगरय उजांणी ग्या हूता त्यांहा कालिका समीप ल्य
२७ ष्युं छे यत् कंशारा शोरठीआ समस्तना आदि कुलगोर जूं
२८ नागढना ब्राह्मण गिरिनारा कंशारीआ भट कृष्णाजी देवजी
२९ ते माविंत्रे वालक मुंक्या हूता यजमाननी वृत्ति कांई जाणता
३० नोहोता ते भट कृष्णाजी देवजीनें समस्त यजमानें म्यली प
३१ रणावीने ये शदा भट देवजी विष्णुजीनें आपता ते ल्य
३२ षी आप्युं छे कोरी १ वेवशाल म्यल्यानी ॥ कोरी ३ लगन
३३ नी ॥ लगन वर परणे ते गाममां वरने उतारे कन्याना वा
३४ पनी कोरी० ॥ लगनमां मुंकीनें वरना वापनें आपे ते व
३५ रनो वाप व्यगणी करीनें लगनमां मुंकीने हथेवालाने का
३६ यें गोरनें आपे लगननुं यमण आपे ॥ तोरण्य चोलायुं १ प
३७ शनुं नालिअर ॥ चोलायां ४ वरमालनां । चोलायां २ करग्र
३८ हनां । चोलायुं १ कन्यानो वाप आपे ॥ चोलायां ४ चोरी आंगाना
३९ चोलायां २ चोरीनां वरकन्या आसन्य वेठानां । सप्तपदीनां
४० चोपा शेर १ । दोकडा ७ फोफल ७ ॥ चोरीमां ग्रहस्थापनना चो
४१ पा शेर २ ॥ दोकडा ९ फोफल ९ ॥ रुद्रकलशनुं श्रीफल १ दो
४२ कडो १ फोफल १ कंसार पाधा पछी दानसमे थालीमां आवे
४३ ते गोरनुं ॥ चोलायुं १ ध्रुवदर्शननुं ॥ चोलायुं १ च्यडकली उ
४४ तारवानुंः कोरी ७ दापानी ॥ परणी उतरया पछी वर श्रीफल
४५ मुकीनें गोत्रजने नमस्कार करे । कन्या फोफल ७ मुकीनें नमस्कार करे
४६ ते गोरनुं ॥ दोकडा फोफल ७ वर ल्ये दोकडा ७ फोफल ७ कन्या .

४७ ल्ये ते वर कन्या गोत्रज आगल्य एकी बेकी रमे ते गोरनुं ॥ फो
४८ फल अपाए त्यांहां गोर व्यमणां ल्ये ॥ कालिकानां वी
४९ डां २ गोरनां ॥ कोरी २ ॥ कन्यानो बाप आपे ॥ यटला दि न्यात्य
५० यमे त्यटला दिन गोर यमे । पेहेरामणी पेहेरे ते लुगडा डीठ
५१ चोलायुं १ आपे ॥ मांडवनुं अघ्याणुं चोषा शेर २॥ श्रीफल १ फोफ
५२ ल ७ दोकडो १ वांश हेठ मुकवानें शान्तिकना ग्रहस्थापनने का
५३ ये फालियुं १ चोषा शेर २॥ दोकडा ९ फोफल ९ ॥ रुद्रकल
५४ शनें श्रीफल १ दोकडो १ फोफल १ ब्रह्मासन चोषा शेर १ ।
५५ दोकडो १ फोफल १ आमांन १ शान्तिकनुं ॥ सीमंतनुं दापुं दो
५६ कडा १६ अने यमण ॥ पेहेलो दीक्यरो आवे त्यवाहार कोरी १ आ
५७ पे ॥ गो(द्+य)पुजांमण चोलाया २ श्रीफल १ अने यमण ॥ नातरूं
५८ करे ते कोरी ५ आपे ॥ ये कोए भरयुं करे तथा ये कांई वृत करे ते
५९ सर्व गोरनुं ॥ तथा कालिकाना पण भरे ते मंडलनी कांग तथा र
६० तननुं घी तथा पश र तथा दोकडो १ रतन हेठल्यो ते सर्व गोरनुं
६१ ॥ कालिकाना हवननुं आमांन १ तथा सास्तीपाठनुं आमांन १ तथ
६२ ग्रहस्थापनना चोषा शेर २॥ दोकडा ९ फोफल ९ रुद्रकलशनुं
६३ श्रीफल १ दोकडो १ फोफल १ ॥ तथा बीजुं ये कैं पुण्यदांन-करे
६४ तेहनो चोथो भाग गोरनो तथा बापनी क्रियानुं पद पदारथ
६५ गाए गोदान धोतीआं फालीआं होए ते सर्व गोरनुं ॥ ये गाम
६६ मांहे यांहां क्यांहां गोर पासें नोहे त्यांहां गोरनुं होए ते राषी मुं
६७ के गोरनुं गोरनें पोहोचाडे ॥ जे कीए सोरठीआ कंशारानुं
६८ वी होए ते भट कृष्णजी देवजीनो वेच्यो वेचाओ । अे कंशारा
६९ समस्त म्यलीने ल्यषी आप्युं छे ते लोपे तेहने कालिकानी सा
७० त ७ आंण छे ॥ हस्ताक्षराणि भट अनंत कंडोलिया ॥ श्रीरस्तु

१ अत्र मतुं

१ रात वर्तमान वीरा मतुं
(વગેરે ૭૯ સહી)

१ अत्र साष्य

१ भट विश्राम साक्षि
१ जोशी पदमनाभ साक्षि
१ पाठक जेराम साक्षि
१ अघ्यारू पीतांबर साक्षि
१ कंदोइ लालजी पदमा साख

૨. અનન્ત્ય ઇકારને સ્થળે લઘુ પ્રયત્ન યકારઃ મ્યલી, લ્યખ્યું, વ્યમણાં, વગેરે. અર્વાચીન બોલાતી ભાષાનું સ્વરૂપ નીચે મુજબઃ—

૧. ગુજરાત તલપદમાં તેજ સમયની પ્રતિયોમાં अइ અસંયુક્ત હતા, તે સ્થળે ए આપે, પોહોચાડે, છે, લોપે, ગોરને.

૨. ગુજરાત તલપદમાં તેજ સમયની પ્રતિયોમાં अउ અસંયુક્ત અથવા उ સંયુક્ત, તે સ્થળે સંયુક્ત ओ. દીકરો, કન્યાનો, ચોથો વગેરે.

૩. ક્રિયાપદના વર્તમાન કાળના ત્રીજા પુરુષ એકવચન ૧ માં જણાવ્યા મુજબ સ્વરાન્ત ધાતુમાં इ ને બદલે અપાએ, હોએ, થાએ. તેમજ કોઇ ને બદલે કોએ (આ ઉચ્ચારણ અત્યારે લુપ્ત થાય છે. વાણિયાશાહી લખાણોમાં દેખાય છે.)

૪. તૃતીયા વિભક્તિના અસંયુક્ત કે સંયુક્ત इ ને સ્થળે ए યજમાને.

૫. ને તેમજ માંની સાનુનાસિકતા. (અપભ્રંશ કાળથી ચાલી આવે છે તે.) યજમાનેં, સાવિત્રેં, ગોરનેં, સુદીનેં, કાયેં, વગેરે.

૬. જ્યારે સપ્તમીના इ નો ए નથી થતો ત્યારે इ નો લઘુપ્રયત્ન કાર થાય છે, તે કુંભરય, તોરણય.

૭. નારીજાતિના હ્રસ્વ કે દીર્ઘ इ અન્તવાળા શબ્દના અન્ત્ય इ નો લઘુ પ્રયત્ન કાર; ન્યાત્ય, કારય, સાખ્ય.

૮. અન્ત્ય ઊની દીર્ઘતા, નીચે સાખ્યમાં अच्यारू.

૯. અન્ત્ય સાનુનાસિક ઊકારની દીર્ઘતા નીચે સતૂમાં રાત વર્તમાન વીશા સતૂં (૮૯ સહી છે તે બધામાં સતૂં દીર્ઘ છે. મૂળ નકલમાં લહિયાએ હ્રસ્વ ઉકાર કર્યો છે, પરંતુ તે ઉચ્ચારણ વિરુદ્ધ નીચેનાં સ્થળો છેઃ—

૧. શોરઠીયામાં દીર્ઘ ઠી, અને શકાર. સોરઠીઆમાં દીર્ઘ ઠી શકાર. કંશારામાં, સુંદરા વગેરેમાં સાનુનાસિક હ્રસ્વ ઉકાર, કાશીઆમાં દીર્ઘ ઈ.

૨. કાંઇમાં અન્ત્ય સાનુનાસિક દીર્ઘ ઇકાર. હેમચન્દ્ર આ સ્થળે काईं એવી જોડણી સિદ્ધ હૈમમાં આપે છે.

૩. ઉતરયા વગેરેમાં હ્રસ્વ ઉકાર.

૪. અનુનાસિક વર્ણ પહેલાના સ્વર ઉપર બિન્દુ, જૂંનાગઢ ઉજાંણી, વિ.

૧૦. હૈં એવી શુદ્ધ જોડણી.

૧૧. કંડોલિયા એવી શુદ્ધ જોડણી. [આ સહીમાં લઘુપ્રયત્ન યકારમાં યના મધ્યભાગમાં ટપકું ખાસ ધ્યાન ખેંચે છે. ગુજરાતની કેટલીયે પ્રતિયોમાં યકાર તેવો વચ્ચેના ખાંચામાં ટપકાવાળો તે અરસામાં મળે છે.]

૧૨. કાઠિયાવાડી લાક્ષણિકતાવાળો ત્યા શબ્દ ખાસ ધ્યાન ખેંચે છે, આ લેખમાં ત્યાવાહાર પણ તેજ રીતે ઉપયોગી છે, તેજ તવારેનું મૂળ છે.

આ લખતમાં ઉપર મુજબની સ્થિતિ વ્યકત થાય છે. આ લખત લખાયું તેની આસપાસના સમયમાં તલ ગુજરાતની પ્રતિયો કેવા સ્વરૂપવાળી મળે છે, તે બતાવવાનો અત્રે પ્રયત્ન કરવામાં આવે છે. આ ઉપરથી કાઠિયાવાડ તલપદ અને ગુજરાત તલપદની ભાષા સમ્બન્ધી વિલક્ષણતા સ્પષ્ટ તરી આવશે.

વાણ્યવ્યાપારની દૃષ્ટિયે ખાસ ધ્યાન ખેંચે એવાં બે તત્ત્વો નીચે મુજબ ઉપરના **લખતમાં** જણાય છે:–

૧. મૂળ સંસ્કૃતમાં પ્રકૃતિમાં યકાર છે, તેવા શબ્દ ઉપરથી ઉતરી આવેલા તદ્દભવ શબ્દોમાં યકાર કાયમ રાખવામાં આવ્યો છે **કાયે, યાંહાં, યટલા.** યે. તેમજ કેટલેક સ્થળે પ્રકૃતિમાં જકાર હોવા છતાં આ લેખમાં યકાર છે, **યમે**, યમણ, વગેરે.

[**નોંધ**–આ અસલ **લખતનું** ઓળિયૂં અહીં માંગરોળના શ્રી. નટવર ગોપાલલાલના મંદિરના મુખ્યાજી **કંસારિયા** ભટ્ટ મોહનલાલ ગોવર્ધનદાસ પાસે અતિ જીર્ણ દશામાં મોજૂદ છે. તે ઉપરથી આ અક્ષરશ: નકલ લીધી છે, આનો ઉપયોગ લેવા માટે ભટ્ટજીના આપણે થોડા ઋણી નથી જ. **કૈ. કા. શાસ્ત્રી**]

[**નોંધ**–૨: આ મૂળ ખતપત્ર મેં આ વરસે ગયા માર્ચ માસમાં (૧૯૩૩ માં) માંગરોળમાં જાતે જોયું છે, અને કાગળ અતિજીર્ણ જણાયો છે. શાસ્ત્રીએ અસલની આબેહુબ નકલ કરીને આ છપાવ્યું છે. નરસિંહ મહેતા, મીઠો, હરિદાસ, કેશવ હૃદયરામ વગેરે તે સમયના વિદ્વાન કવિઓની ભાષા સામાન્ય પ્રચલીત લોકભાષા કરતાં ઉંચા પ્રકારની હતી, તે પૂરવાર કરવાને આ સામાન્ય ખત પણ જે ભણેલા બ્રાહ્મણને હાથે લખાયલું છે તેની ભાષા શુદ્ધ ગુજરાતી છે, તે અત્રે છાપવામાં આવ્યું છે. **ન. ઇ. દેશાઇ.**]

# પરિશિષ્ટ ૩ જું

## ઉપયોગમાં લીધેલા ગ્રન્થોની યાદી




(૧) ભક્તિદર્પણ (સં.)
(૨) ધર્મધ્વનિ (હિં.)
(૩) ગુરૂમહિમા (સં.)
(૪) પ્રકીર્ણ દોહરા (હિં.)
(૫) વૈષ્ણવપ્રમોદ (સં.)
(૬) 'કૌમુદી' માસિક.
(૭) વડનગરા નાગર વૈષ્ણવોનું વંશવૃક્ષ.
(૮) પર્વતાખ્યાન.
(૯) નરસિંહ મહેતાકૃત કાવ્યસંગ્રહ.
(૧૦) રા. મુનશીના લેખો, નરસિંહ મહેતાનો કોયડો, અને ગુજરાતી સાહિત્ય અને ભક્તિ.
(૧૧) થોડાંક રસદર્શનો.
(૧૨) દયારામકૃતકાવ્યમણિમાળા ભા.૫ મો.
(૧૩) બૃહત્ કાવ્યદોહનના આઠ ભાગો.
(૧૪) અનંત કાવ્ય.
(૧૫) પ્રાચીન કાવ્યમાળા (ત્રિમાસિક)
(૧૬) દ્રૌપદીપટ્ટનિધાન (હિં.)
(૧૭) સ્તુતિમાળા (હિં.)
(૧૮) દયારામનું આંતરજીવન.
(૧૯) વસંત માસિક સં. ૧૯૬૧ નું.
(૨૦) નરસિંહ મહેતો અને મીઠો કવિ.
(૨૧) ગુજરાતીના દીવાળીના ખાસ અંકો.
(૨૨) ઈશ્વરદાસનું તિથિકાવ્ય.
(૨૩) પુષ્ટિપ્રવાહમર્યાદાભેદ (સં.)
(૨૪) શ્રીકૃષ્ણ અને પુરાણો (અં.)
(૨૫) બંગાળી સાહિત્યનો ઇતિહાસ (અં.)
(૨૬) ચૈતન્ય અને તેના સાથીઓ (અં.)
(૨૭) વ્યાસયોગી ચરિતમ્ (સં.-અં.)
(૨૮) ગોવિંદદાસનો કડછો.
(૨૯) કલ્યાણનો શિવાંક (હિં.)
(૩૦) શબ્દકલ્પદ્રુમ (સં.)
(૩૧) કૃષ્ણકર્ણામૃત (સં.)
(૩૨) રસિક ગીતા ભીમકૃત.
(૩૩) ચૈતન્યચરિતામૃત (અં.)
(૩૪) કેશવદાસનું ભાગવત.
(૩૫) ભાલણનું કૃષ્ણચરિત્ર.
(૩૬) હરિલીલાષોડશકળા.
(૩૭) નારાયણનું નવરસ કાવ્ય.
(૩૮) ટેકરાના મુનશી.
(૩૯) લોપામુદ્રા પાછળનું વિજ્ઞાપન.
(૪૦) દયારામ કૃત વ્રજયાત્રા વર્ણન.
(૪૧) કાઠિયાવાડ-ગુજરાતનાં ગેઝેટિઅર્સ અને ઇતિહાસ ગ્રંથો.
(૪૨) ત્રિકમદાસનાં કાવ્યો.
(૪૩) પ્રેમાવતાર ચૈતન્યદેવ.
(૪૪) ભાગવતમાહાત્મ્ય.


### હસ્તલિખિત ગ્રંથો


(૧) વલ્લભદાસનું નરસિંહચરિત્ર.
(૨) હારમાળાની પ્રતો.
(૩) નરસિંહ અને ભીમનાં પદોના પુસ્તકો.
(૪) હરિદાસની વંશવેલી
(૫) ગોપાળ કાવ્ય (સં.)
(૬) સંપ્રદાય પ્રદીપ (સં.)
(૭) રણછોડકૃત કવિતા.
(૮) સં. ૧૪૫૯ નું એક ખતપત્રક.


### મૂર્તિના લેખો, શિલાલેખો વિગેરે


(૧) ગોપનાથના નરસિંહજીના મંદિરની અંબિકાની મૂર્તિનો.
(૨) ઊનાનો શિલાલેખ.

### રાગ પ્રભાત

ભૂતળ ભકિત પદારથ મોટું, બ્રહ્મલોકમાં નાંહી રે;
પુણ્ય કરી અમરાપુરી પામ્યા, અંતે ચોરાશી માંહી રે. ભૂતળ

હરિના જન તો મુકિત ન માગે, માગે જન્મોજન્મ અવતાર રે;
નિત્ય સેવા નિત્ય કીર્તન ઓચ્છવ, નિરખવા નંદકુમાર રે. ભૂતળ.

ભરતખંડ ભૂતળમાં જનમી, જેણે ગોવિંદના ગુણ ગાયા રે;
ધન ધન રે એનાં માત પિતાને, સફળ કરી એણે કાયા રે. ભૂતળ.

ધન વૃંદાવન, ધન એ લીલા, ધન એ વ્રજના વાસી રે;
અષ્ટ મહાસિદ્ધિ આંગણીયે ઉભી, મુકિત છે એની દાસી રે. ભૂતળ.

એ રસનો સ્વાદ શંકર જાણે, કે જાણે શુક જોગી રે;
કાંઇ એક જાણે વ્રજની ગોપી, ભણે નરસૈંયો ભોગી રે. ભૂતળ.

---